બ્રિટિશ શાળા માટે

મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો૦ કૃત.

## ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક છઠ્ઠાના અર્થ.

(જેની અંદર અર્થ; વાક્યના ભાવાર્થ; વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠનો સાર; પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે)

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.



આ પુસ્તકના પાના ૧થી ૪૪ અને ૪૫થી ૬૪ સુધીનાં સુરત ચૌટાના પુલ ઉપર આવેલા "શંકર" પ્રીં. પ્રેસમાં નારાયણરાવ ભદ્રભાણુરાવ નીકમે છાપ્યાં અને બાકીના સુરત ભગાનપુરી ભાગળ. ભાઉંવાળી પોળમાં આવેલા શ્રી અનાવિલ બંધુ પ્રીં. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યાં.

સને ૧૯૨૫] કિંમત રૂ. ૦-૯-૦ [સંવત ૧૯૮૧.

મેસર્સ. [redacted] એન્ડ કો૦ કૃત.

# ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક છઠ્ઠાના અર્થ.

## પાઠ ૧.

કોયલ=કેરીની મોસમમાં આંબે ટુહૂ ટુહૂ એવો મધુરો અવાજ કરતું કાળું પક્ષી

ટુહુકાર=કોયલનો અવાજ; ટહુકો.

પારખવાં=ઓળખવાં.

કૃષ્ણ=કાળો; શ્યામ.

વસંત ઋતુ=વર્ષની છ ઋતુઓમાંની એક; જે વખતે ઝાડોને નવાં પાંદડાં ફુટે છે. એ ઋતુ બેસે છે ત્યારે લોકો ઉત્સવ કરે છે. તે દિવસને વસંત પંચમી કે વસંતોત્સવ કહે છે. મહા સુદ ૫ થી હોળી લગભગનો કાળ. છ ઋતુઓઃ-શરદ, હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, અને વર્ષા. દરેકના બબ્બે માસ ગણાય. સૌથી શ્રેષ્ઠ ઋતુ વસંત ગણાય છે. એને ઋતુરાજ પણ કહે છે.

કઠોર=કાનને સાંભળવો ગમે નહિ એવો.

નિનાદ=સ્વર; અવાજ; સાદ.

સપ્ત=સાત.

પંચમ=પાંચમો. પંચ=પાંચ સા, રી, ગ, મ, પ ધ, ની, એ સાત સ્વર પૈકી પાંચમો સ્વર 'પ'.

મનોહર=મનને હરણ કરે એવો. (હૃ ધાતુ=હરવું; લઇ લેવું)

આકર્ષાતું=ખેંચાતું; તણાતું. (કૃષ્=ખેંચવું.)

દીર્ઘ=લાંબા અવાજવાળો.

વ્યાપી=ફેલાઇ; સંભળાઇ.

"મીઠા......કોકિલા"=મધુરા લાંબા અવાજવાળા સાદ વડે કોયલડી આખું વન હરખથી પુરી દે છે.

ધ્વનીવતી=અવાજ વડે.

સંસ્કૃત=(સં=સારી રીતે. એ ઉપ-સર્ગ છે) સારી રીતે સંસ્કાર પામેલી જે ભાષામાં હિંદુઓના ધર્મ ગ્રંથો લખેલા છે તે ભાષા.
કવન કરવું=કવિતા બનાવવી.
નીલ=લીલં.
સમાં=સરખાં; જેવાં.
જે તણે=જેને; જેની. તણો તણી, તણું, તણાં, તણે-એ પ્રત્યયો ષષ્ઠી વિભક્તિના છે, અને બહુધા કવિતામાં વપરાય છે. એવાજ કેરો, કેરૂં, કેરાં પણ વપરાય છે.
આંબલીઆની=આંબાની; આંબો કહેવા કરતાં આંબલીઓ કહેવામાં મધુરતા વધુ લાગે છે; સુંદર આંબાનું ઝાડ.
સોહે=શોભે.
આભમાં=આકાશમાં; વાદળમાં. અભ્ર=વાદળું ભૃ=ભરવું-એમાં પાણી ભરાય છે, માટે અભ્ર.
મ્હોર=આગળ; પહેલા (અવ્યય છે)
ગોવર્ધનરામ-નડિયાદના નાગર બ્રાહ્મણ 'સરસ્વતીચંદ્ર,' સ્નેહમુદ્રા, દયારામને અક્ષરદેહ વગેરેના કર્તા. એમના પુત્ર રમણીયરામ તથા ભાઇ નરહરરામ માધવરામ ત્રિપાઠી-એન. એમ ત્રિપાઠી તરીકે મુંબઇમાં જાણીતા બુકસેલર છે. આ કાવ્ય સ્નેહમુદ્રામાંથી લીધેલું છે. એમનું જીવનચરિત્ર કાન્તિલાલ છગનલાલ પંડયાએ લખેલું છે.
રજનીમહિ=રાતને વિષે (રજની=રાત્રી, નિશા; જામીની=રાત્રી.)
રવ=અવાજ; સ્વર; શબ્દ; બોલ.
શ્રવણે=કાને.
લહું=મેળવું; ભોગવું; જાણું.
મન્દ=ધીમો; ધીરે ધીરે.
સમીર=પવન; વાયુ.
અનિલ=વાયુ.
દિશ; દિશા; બાજુ,
માધુરી=મીઠા અવાજવાળી; મધુરી.
મેહુલો=ઝરમર ઝરમર વરસતો વરસાદ; ધીમો ધીમો સુંદર વરસાદ; મેહ; મેઘ=વરસાદ.
રેલતી=આનંદમાં રહેતી.
રમ્ય=આનંદકારી; રળિયામણી;પ્રિય

લાગે એવી.
નરસિંહરાવ=અમદાવાદના વતની કુસુમમાળા, હૃદયવીણા, નૂપુર-ઝંકાર, સ્મરણસંહિતા વગેરેના લેખક. પોતે સિવિલિયન છે. આસિ. કલેક્ટર હતા. હાલ સરકારી પેન્શનર છે.
અણીઆળી=અણીવાળી.
લક્કડખોદ=એ નામનું માથે છોગા-વાળું એક પક્ષી. ઝાડ પર ચઢી-શકે એવું પક્ષી.
ચંદન=સુખડ, અગર, મલિયાગરું વગેરે વૃક્ષો
ભોંકીને ખાય છે=ફોર્લીને અથવા ચાંચથી ખોખરાં કરીને ખાય છે.
ચંચુપ્રહર=ચાંચનો માર.
વિચિત્ર=આશ્ચર્યકારક; અચંબો પમાડે એવું.
ઉછેરાવે=મોટું કરાવે; પોષાવે.
ધારી=માની; સમજી; જાણી
પૂરતી ખપજોગી; જોઇએ તેટલી.
પરભૃત=(પર=પારકું+ભૃત=પોષાએલુ) બીજાથી ઉછેરાએલું
અન્યભૃત=(અન્ય=બીજું)બીજાથી ઉછેરાએલું.

ઉત્તરો—૧ કયાં...કયાં કાગડો અને કોયલ એઉના અવાજ વચ્ચેનો તફાવત દર્શાવવાને કયાં કયાં વાપર્યું છે. એના ઉપયોગથી બે વિરોધી વસ્તુઓ વચ્ચેનું અંતર વિશેષ ભાષે છે. એના જેવું—કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી; કયાં કુદરતની અદ્ભુત ને અલૌકિક શોભા ને કયાં મારી ક્ષુદ્ર ને દરિદ્ર વર્ણશક્તિ—આમાં બે વચ્ચે બહુ અન્તર હોવાથી વિષમ અલંકાર છે કયં=કેટલા (વધારે); કેવી.) કયાં=કેટલી (ઓછી); કેવી.) બંને કયાંના અર્થમાં ભિન્નતા આવી છે. તે ઉપર દર્શાવી છે.

૨ 'મીઠા...' શાર્દૂલવિક્રીડિત છંદ છે. ધ્વનિ ને બદલે ધ્વની લેવું પડયું છે; કારણ કે એ છંદમાં પહેલો મગણ (ત્રણે ગુરુ) પછી પછી સગણ (પહેલા બે લઘુ ને છેલ્લો ગુરૂ) આવે છે. એટલે છટ્ઠા

અક્ષર ગુરૂ થયો; પણ તે સ્થળે 'નિ' આવ્યો તે હ્રસ્વ છે, માટે તેને 'ની' તરીકે વાપર્યો, એટલે દીર્ઘ બની ગયો.

૩ 'ઉછેર' મૂળ ધાતુ છે, તેથી 'ઉછેરે છે' મૂળ રૂપ થાય અને 'ઉછેરાવે છે' એ પ્રેરક રૂપ થાય.

**પ્રશ્નો**–૧ કોયલ અને કાગડાનો મુકાબલો કરો

૨ નરસિંહરાવની કવિતા કયા છંદમાં છે? (હરિગીત) એ ગઝલ પ્રમાણે પણ ગાઈ શકાય છે. ૨૮ માત્રાનો છંદ છે)

૩ કોયલના શરીરનું વર્ણન કરો.

૪ ઝાડે ચઢી શકનારાં પક્ષીઓ ગણાવો.

૫ કોયલનો ખોરાક, તથા ઈંડાં ઉછેરવાની રીત લખો.

૬ પરભૃત એટલે શું?

૭ ગાન કરે છે તે કોયલ નર હશે કે માદા? કોયલમાં માદાને શું કહેવું? (કોકિલા).

૮ ગોવર્ધનરામ તથા નરસિંહરાવ બંનેમાં જે હયાત હોય તેમના વિષે જે જાણતા હો તે લખો. (નરસિંહરાવ વિષે.)

૯ કોયલનું બચ્ચું કાગડાના માળામાં એકલું મહાલે છે; તો કાગડીનાં બચ્ચાં કયાં જતાં હશે?

**પાઠ ૨.**

ભારદ્વાજ દ્રોણાચાર્ય=સંસ્કૃતમાં પ્રથમ પિતાનું નામ પછી પુત્રનું નામ આવે છે.

**भारद्वाजस्य सुनुः द्रोणाचार्यः (सुनु=पुत्र) ॥ भारद्वाजस्यज पुत्रः द्रोणाचार्यः ॥**

**आत्मज**=આત્મામાંથી જન્મેલા. અર્થાત્ પુત્ર. એના જેવા શબ્દો સ્વેદજ, અંડજ, અંત્યજ, તનુજ, મનુજ, પંકજ (પંક=કાદવ–તેમાંથી જન્મેલું તે કમળ),

એઓ ભારદ્વાજ ઋષિના પુત્ર હતા એમનું મૂળ નામ દ્રોણ. આચાર્ય =ગુરૂ; શિક્ષક. એ કરતાં પણ વિશિષ્ટ રહસ્યએ શબ્દમાં સમાયલું છે. કોઇપણ એક વિષયમાં પારાગત થાય ત્યારે તે વિષયનો તે આચાર્ય કહેવાય. જેમ હાલમા એમ એ થાય છે તેને પુરં બોલીએ તો 'માસ્ટર ઑફ આર્ટ્સ' એટલે 'કળા વિશારદ' આચાર્ય. દ્રોણ પણ અસ્ત્રવિદ્યાના આચાર્ય થયા હતા. દ્રોણ નામના ઘણા માણસમાંથી એમને ઓળખવા સારૂ એમના પૂર્વજનું નામ બોલાતુ જેમકે ભારદ્વાજ દ્રોણ; યાદવી કૃષ્ણ; દાશરથી રામ; પાંડવી ભીમ; કેટલીક વખત પ્રથમ ગોત્રનો ઉચ્ચાર કરીને પછી નામ બોલાય છે તે પણ આવા હેતુથીજ; જેમકે કાસ્યપ (ગોત્રી) કણ્વ; ત્રિવેદી કમળાશંકર; પંડયા કાન્તિલાલ; ઇ૦ એમના ગુરૂનું નામ અગ્નિવેશ્ય.

અસ્ત્રવિદ્યા=(અસ=ફેંકવું, તે ઉપરથી) બાણ મારવાની વિદ્યા.

સંપાદનકરી=મેળવી; શીખી લીધી.

કૃપી=દ્રોણની સ્ત્રી.

અશ્વત્થામા=અશ્વ=ઘોડો+સ્થામન=બળ; ઘોડાના જેટલા બળવાળો; એટલું બળ દર્શાવતો-બાળક હતો ત્યારથી એ ઘોડાની પેઠે ખંખારતો હતો.

દ્રૌપદી=દ્રુપદ રાજાની પુત્રી; પાંડવોની રાણી. બાપના નામ ઉપરથી છોકરીનું નામ પડ્યું છે. કેટલીક વખત દેશના નામ ઉપરથી પણ ગોવાં નામ પડે છે. ભાષાઓનાં નામ પણ એજ રીતે પડેલાં છે. ઉદાહરણ, વિદર્ભ દેશના રાજાની કુંવરી તે વૈદર્ભી=દમયંતી, નળ રાજાની સ્ત્રી. મગધ દેશની ભાષા માગધી. જનક રાજાની છોકરી તે જાનકી=રામચંદ્રજીના રાણી; સીતા. પર્વતની પુત્રી તે પાર્વતી=શંકર ભગવાનની સ્ત્રી.

દ્રુપદ=પાંડવોના સસરા.

સહાધ્યાયી=(સહ=સાથે+અધ્યયી= અધ્યયન કરનાર; ભણનાર;) ગોઠીઆ. સહ+ઉદર=સહોદર; સાથે જન્મેલા; એક માતાના પુત્ર.

અતિદરિદ્ર=ઘણાજ ગરીબ.

પરશુરામ=જાતના બ્રાહ્મણ હતા. કરણ રાજાને બાણવિદ્યા એમણે શીખવી હતી. એમનો નિયમ એવો હતો કે કોઇપણ ક્ષત્રિયને ધનુર્વિદ્યા શીખવવી નહિ તેથી છળભેદ કરી બ્રાહ્મણને વેષે કરણ એમની પાસે વિદ્યા શીખી ગયો. પાછળથી તે વાત જાણમાં આવતાં એમણે ૨૧વાર પૃથ્વી નક્ષત્રી, ક્ષત્રિય વગરની કરવાનું પણ લીધું ને એક વખત તો રામચંદ્રજી સીતા સ્વયંવરમાંથી પાછા ફરતા હતા તેમની સાથે પણ ભેટો થયો હતો. એમના ધનુર્વિદ્યાના અપરિમિત જ્ઞાન વિષે એવી દંતકથા છે કે જ્યાં ક્રૌંચની બારી છે ત્યાં હિમાલય પર્વત અખંડ હતો; પરંતુ એકવાર શંકરના પુત્ર કાર્તિકસ્વામિ સાથેની હોડમાં એમણે એક બાણ માર્યું તેના જોરથી પર્વતમાં ખીણ પડી ગઇ. એ માર્ગે અસલ પાંડવો સ્વર્ગે ગયા હતા; અને પૃથ્વીમાંથી સ્વશરીરસહ સ્વર્ગે જવાનો એ એકજ રસ્તો હતો; તે કળિયુગ બેઠા અગાઉનો બંધ પડયો છે. એઓ ભૃગુઋષિના કુળમાં જન્મ્યા હતા. ભૃગુઋષિ મહાક્રોધી ગણાતા. તેમનો એ ગુણ એમનામાં ઉતર્યો હતો એમ મનાય છે. ભૃગુઋષિના ક્રોધનું દૃષ્ટાંત-એમણે બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર એ ત્રણે મોટા દેવોને લાત મારી હતી.

યાચ્યું=માગ્યું.

રહસ્ય=મર્મ; છૂપું જ્ઞાન.

દ્રવ્ય=ધન; દોલત; લક્ષ્મી.

મદ=ગર્વ; અભિમાન; અહંકાર.

યૌવન=જુવાની; જોબન; યુવાન.

સૌંદર્ય=(સુંદર વિશેષણ છે 'ય' પ્રત્યય લાગવાથી ભાવવાચક નામ બન્યું છે.) ખૂબસૂરતી;

સુંદરપણું.
અધિકાર=અમલદારી; સત્તા
મગજ ફેરવી નાખે છે=શુદ્ધસાન ભુલાવી દે છે; બેવકુફ બનાવી મૂકે છે.
મૈત્રી=મિત્રતા; ભાઇબંધી; દોસ્તી.
કાળક્રમે=વખત જતાં; વખત બદલાતાં; લાંબે વખતે; વખતના વહેવા સાથે.
જીર્ણ=જુની; ઘસાઇ ગએલી.
પ્રયોજન=કારણ; હેતુ; સબબ; મતલબ; જરૂરીઆત.
અર્થે=સારૂ; માટે.
દરિદ્ર=ગરીબ.
ધનાઢ્ય=(ધન=પૈસો; લક્ષ્મી+આઢ્ય=મજબુત; બળવાન) ધન વડે બળવાન; પૈસાદાર.
કાયર=બાયલો;
વિત્ત=લક્ષ્મી; ધન; પૈસો.
પુષ્ટ અને અપુષ્ટ=ભરેલું ને ખાલી; દ્રવ્યબળ વગેરેથી ભરેલું ને તે વિનાનું.
કૃપણ=કંજૂસ.

સુદામાની વિશેષ હકીકત માટે ત્રીજીનો પાંચમો પાઠ વાંચો.
સત્કાર=આદરમાન
સંકલ્પ=(કલ્પ=વિચાર કરવો તે પરથી) દૃઢ વિચાર; પણ; ટેક; નિશ્ચય.
હસ્તિનાપુર=દિલ્હી; જ્યોર્જાબાદ.
વેષ=દેખાવ.
કૃપાચાર્ય=અસ્ત્રવિદ્યા જાણનાર ગુરૂ; પાંડવ કૌરવોને પ્રથમ એ વિદ્યા શીખવી હતી.
ધર્મપુત્ર=ધર્મના પુત્ર; યુધિષ્ઠિર; પાંડવોમાં સૌથી મોટા.
દર્ભ=દાભ; કુશ; એક જાતનું ઘાસ. એ ધર્મક્રિયામાં ઘણું વપરાય છે. ગણપતિને ચઢાવે છે. એની સાવરણી તથા આસન દેવપૂજામાં વપરાય છે.
સવિનય=વિનય સહિત; નમ્રતાપૂર્વક.
વૃત્તાન્ત=( વૃત્ત=વાર્તા+અન્ત=છેડો ) છેવટ સુધીની હકીકત. ચરિત્ર
ભીષ્મ=શાંતનુ રાજાના પુત્ર. મત્સ્યગંધાની સાથે શાંતનુ રાજાએ

લગ્ન કર્યું તે પછી અપરમાતા (સાવકીમા)ને સંતોષવા એમણે જિંદગી પર્યંત કુંવારા રહેવાનું વ્રત લીધું હતું. આવી એમની ભીષણ પ્રતિજ્ઞાને લીધે એમનુ નામ ભીષ્મ પડયું એઓ ભીષ્મ પિતામહ; ભીષ્મદદા તરીકે ઓળખાયા છે.

નિવેદન કરી=કહી; જણાવી.

ગાઢી=વધારે; અત્યંત.

પ્રતિજ્ઞા=પણ; ટેક; નિશ્ચય.

રુદન કર્યું=રડયો.

વિહાર કરતો=રમતો; આનંદથી મહાલતો.

તુચ્છકાર=ટુંકારો; તિરસ્કાર; અપમાન.

ઘટે=શોભે.

ભરેલા=પુષ્ટ; } જુઓ 'પુષ્ટ
ખાલી=અપુષ્ટ. } અપુષ્ટ'

ઉત્તરો—૧ 'નિર્બળ'થી ઉલટો શબ્દ 'સબળ.' ૨ મદ=અહંકાર. ચાર જાતના મદ નીચે પ્રમાણે.

૧ લક્ષ્મીનો મદ. ૨ યૌવનનો મદ. ૩ સૌંદર્યનો મદ. ૪ અધિકારનો મદ.

સૌથી ભારે અધિકારનો મદ; કેમકે એ મનુષ્યનું મગજ ફેરવી નાખે છે. ૩ સંહાર=નાશ કરવો. આહાર=ખાવું તે; ખોરાક. પ્રહાર=ઘા કરવો. ઉપસર્ગ બદલાવાથી અર્થ ફરી ગયો.

પ્રશ્નો— ૧ મૈત્રી કોની કોની શોભે છે અને કોની કોની શોભતી નથી?

૨ 'સમાને શોભતે પ્રીતિ' અને "લાંબા સાથે ટુંકા જાય," એ કહેવત મૈત્રીના સંબંધમાં લાગુ પાડી બતાવો.

૩ માણસ; ભાષા; દેશ વગેરેનાં નામો શા ઉપરથી પડતાં હશે તે દાખલા આપી સમજાવો.

પાઠ ૩.

રહસ્ય=મર્મ; છૂપો ભેદ.

ધનુર્ધર=ધનુષ્ ધારણ કરનાર; બાણાવળી; ધનુર્વિદ્યામાં પ્રવીણ; ધનુષ્યવડે બાણ ફેંકવામા કુશળ

ગદા=ભારે શીલા; એક છેડો ભારે ને બીજો હલકો ઝાલવા યોગ્ય હાથો હોય એવી ભોટવાના આકારની પત્થરની નજીકની લડાઇમા વાપરવાની વસ્તુ.

પ્રયોજવાની=વાપરવાની

ખડ્ગ=ધારવાળું દાતરડાના જેવા આકારનું મોટું લોખંડનું હથિયાર; એક જાતની તરવાર.

શસ્ત્ર=(શસ=છેદવું; કાપવુ) નજીકની લડાઇમાં એક બીજાને ઘા કરવા સારૂ વપરાય એવાં હથિયાર.

દેશદેશ તરથી=દેશેદેશમાંથી; પરદેશમાંથી:દેશદેશાવર–અવર=બીજું

જનાવર=(જન=માણુસ) માણુસ કરતાં બીજાં તે.

ધનુવિદ્યા=ધનુષ્ વડે બાણ ફેંકવાની કળા.

નિષાદ=ભીલની એક જાત; એ નામની ટોળી.

શૂદ્ર=જેને સેવા ચાકરી કરવાનીજ માત્ર ફરજ છે; બ્રાહ્મણ; ક્ષત્રિય અને વૈશ્ય કરતાં જે ઉતરતા અને એ ત્રણ વર્ણની સેવાને માટેજ સરજાએલાં જેમને માનવામાં આવે છે તે; અત્યંજ.

તેને વિષે આચાર્યબુદ્ધિ=તેને આચાર્ય =ગુરુ સમજી.

સમક્ષ=(અક્ષ=આંખ) આંખ આગળ; નજર આગળ.

પ્રયોગ=વપરાશ; પ્રયોગ કરવામાં =વાપરવામાં; અનુભવ કરી જોવામાં

પ્રવીણ=હોશિયાર.

ક્રીડા=રમત.

હસ્તલાઘવ=(હસ્ત=હાથ + લાઘવ= કુશળતા; ચતુરાઇ); હાથચાલાકી

લાઘવ=ચાલાકી; ચતુરાઇ.

શબ્દવિત્વ=શબ્દ સાંભળી તે પદાર્થ પર બાણ મારવાની વિદ્યા

અત્યંત=ઘણુંજ.

વિસ્મિત=ચકિત; વિસ્મય પામેલા.

ચઢિયાતો=શ્રેષ્ઠ

દંડવત્ પ્રણામ=ભોંયે થઇને શરીર

શરીર ભોંયને અડકે એવી રીતે ઉંધા જમીન પર સૂઇને પગે લાગવું તે.
વિનયપૂર્વક=સવિનય; નમ્રતા સાથે; વિનય દર્શાવી.
ગુરુદક્ષિણા=વિદ્યા ભણી રહ્યા પછી શિષ્યો અસલના વખતમાં ગુરુને જે કંઇ ભેટ આપતા તે.
દારુણ=ભયંકર
અંદેશો=શક; વહેમ; આડોઅવળો વિચાર.
આચાર્ય=ગુરુ.
કૃત્રિમ=બનાવટી. એથી ઉલટુ કુદરતી.
લક્ષ્ય=વિંધવા યોગ્ય.
ગાત્ર=શરીર.
સત્ય નિષ્ઠ=સાચું બોલવા હંમેશાં તત્પર (નિષ્ઠા=ભક્તિ.)
વૃત્તિ=મનનો ભાવ; અંતઃકરણનું વલણ.
એકાગ્ર=એકજ ઠેકાણે; સ્થિર; પુરેપુરું એકજ વિષયમાં મન પરોવેલું હોય તેવી.

ઉત્તર-૧ ગુરુ તરફ સંપૂર્ણ માનવૃત્તિ અને પ્રેમ રાખવો જોઇએ.
૨ વાક્યમાં પ્રથમ કર્તા, પછી કર્મ અને છેલ્લું ક્રિયાપદ વપરાય છે.
૩ કર્મણિપ્રયોગ છે તેથી, કેમકે ક્રિયાપદનો સઘળો ભાર 'વચન' શબ્દ ઉપર મુકાય છે, અને એજ શબ્દનાં જાતિ, વચન 'સાંભળ્યું' ક્રિયાપદને લાગે છે. પ્રશ્નાર્થ વાક્યોમાં પણ કર્તાવાચક એમજ બને છે. ઉદાહરણ; રે સિંહ, ઉઘાડ તારૂં મોં.

પ્રશ્નો-૧ અર્જુનની વૃત્તિ અને બીજા કૌરવો વગેરેની વૃત્તિમાં શો તફાવત હતો, તે જાણવાને ગુરુએ શું યુક્ત ગોઠવી ?
૨ કૃત્રિમ પક્ષી શા માટે મૂકયું ?

પાઠ ૪.

માગણીકરી=માગ્યું.

પરમ=મોટી
મથન=મહેનત; પ્રયત્ન.
બાણોનો વરસાદ વરસાવ્યો=પુષ્કળ-બાણ છોડયાં.
અમાત્ય=પ્રધાન.
ખડો કર્યો=ઉભો રાખ્યો; હાજર કર્યો આણ્યો; રજુકર્યો.
નષ્ટ થયો=નાશ પામ્યો.
બાલ્યાવસ્થા=બચપણ.
યાચું છું=માગું છું.
ભાગીરથી=ગંગા.
અભિષેક કર્યો=ધર્મશાસ્ત્રમાં દર્શાવેલી વિધિ પ્રમાણે નીમણુક કરી.
ન્યૂનતા=કચાશ; ખામી.
વ્યૂહ=ગોઠવણ.
ધાણ કાઢી નાખ્યો=નાશ કર્યો; ઘણા શત્રુઓને માર્યા
ગભરામણ=અકળામણ; ચિંતા; ફીકર.
ધર્મનો ત્યાગ=યુદ્ધના કાનુનને કોરે મુકવા તે;
નહિંકર=નહિતો

મહામુશીબતે=મોટા મુશ્કેલીએ.; ઘણી અડચણને અંતે; નાછલાજે; પરાણે
ગજ=હાથી. એ ગજ વડે માપીને વેચાયછે માટે એવું નામ પડયુંછે.
ખિન્ન=વ્યાકુળ; દીલગીર; દુઃખી
સંદેહ=શંકા.
નિરાકરણ=નિકાલ.
ત્રણ લોકનું=સ્વર્ગ, મૃત્યુ ને પાતાળનું
સંહાર કરશે=નાશ કરશે; કચ્ચર ધાણ વાળી નાખશે
જીવિતને માટે=જીવવાને સારૂ
સ્પર્શ કરતું નથી=અડકતું નથી; લાગતું નથી.
મિથ્યા=નિષ્ફળ; ફોકટ;
પ્રેરાયા=ઉશ્કેરાયા; તત્પર થયા.
આસકત થએલું=મોહ પામેલું;
સ્પષ્ટ=ખુલ્લું; ચોકખું; સમજાય એમ
ધૃષ્ટદ્યુમ્ન=દ્રુપદ રાજાનો પુત્ર; પાંડવોનો સાળો.
અધર=ઉંચો; આધાર વગર.
વ્યાસ=વેદવ્યાસ; જેમણે મહાભારતની કથા લખેલી છે તે

ઋષિ. | ભાવ-વાચક નામ છે; કેમકે ય
માહાત્મ્ય=મોટાઇ; કીર્તિ; બળ; | પ્રત્યય લાગ્યો છે.
પ્રભાવ; ખ્યાતિ; શકિત; મહિમા |

**ઉત્તરો**—૧ તેમણે 'અશ્વત્થામા હણાયો' એમ મોટેથી કહ્યું અને 'હાથી' એ શબ્દ તેની પછી ધીમેથી કહ્યો.

૨ એમના એવા પ્રયત્ન છતાં સત્યવ્રતનો તો ભંગજ થયો.

૩ રહ્યા—ભૂતકૃદત. તરીકે—નામયોગી અવ્યય.

**પ્રશ્નો**—૧ યુધિષ્ઠિરના પ્રયત્ન છતાં સત્યવ્રતનો ભંગ થયો છે, એમ કહેતા હો તો એવું અનુમાન કરવાને તમને શું કારણ મળ્યું ? (રથ અધર ચાલતો હતો તે બંધ થયો તે.)

૨ યુધિષ્ઠિરના અસત્ય વચન સંસ્કૃતમાં કયા શબ્દોથી ઓળખાય છે. ? **नरो वा कुंजरो वा ॥** દૂધમાં ને દહીંમાં પગ રાખનારાને માટે એવી ઉકિત વપરાય છે.

૩ ધૃષ્ટદ્યુમ્નેજ દ્રોણાચાર્યનું માથું ઉડાવી દીધું, તેનું શું કારણ ? (૧) પાંડવોના એ ગુરુ થતા હતા એટલે ત પૈકી કોઇ મારે તો ગુરુહત્યાનું પ્રાયશ્ચિત્ત લાગ. (૨) પાંડવ પક્ષનો કોઇ પણ યોધ્ધો જો હણે તો એઓ બ્રાહ્મણ હોવાથી બ્રહ્મહત્યાનો દોષ તેને લાગે. પરંતુ (૩) ધૃષ્ટ દ્યુમ્નના પિતા દ્રુપદ રાજા સાથે એમણે (દ્રોણાચાર્યે) શત્રુતા દાખવી હતી અન અર્ધું રાજ્ય લઇ લીધું હતુ તેથી તે (ધૃષ્ટ દ્યુમ્ન) જો મારે તો પોતાનું વેર વળે, અને ઉપર્યુકત કોઇપણ પ્રકારનો દોષ ન લાગે.

૪ ક્યારે અસત્ય બોલવાથી પાપ સ્પર્શ કરતુ નથી ?

૫ ભારત સબંધી શું જાણો છો. ?

### પાઠ ૫.

નિપજતો=ઉત્પન્ન થતો.
તાતાં=તપ્ત=તપેલું; ગરમ.
તેલ=મીઠું તેલ; તલનું તેલ.
દોશી=દોશી વાણીઓ; કાપડનો વેપારી.
ખોળતાં=શોધતાં.
વાટે=વાટ=રસ્તો: રસ્તામાં.
હાટે=દુકાને; બજારમા
ઘાટે=જળાશયોના બાંધેલાં કાંઠાં ઉપર
ગુજરી=મેદાનમાં ભરાતો બજાર; હાટ. ઉદાહરણ, અમદાવાવાદમાં દર શુક્રવારે ભરાય છે તે ગુજરી. સુરતમાં દર શનિવારે ભરાય છે તે હાટ.
નરભો=નરભેરામ કવિ.
દળથી=એકજ પાંદડાંથી.
ખાધી ખીચડી=ખીચડી ખાધી; કરમાબાઇનો ખીચડો ખાધો.
એક રતીભર=રતીભાર; રતીપુર; એક રતી જેટલા; એક ચણોઠી-ભાર જેટલા; લગાર; સહેજમાત્રપણ
બલિહારી=ખુબી.

### છપ્પા.

બગીચામાં પાણી પાતાં કઇ પ્રેમ ઉત્પન્ન થતો નથી. તેમજ ગરમ તેલ ચોળવાથી પણ પ્રેમ ઉત્પન્ન થતો નથી વળી ગાંધી કે કાપડીઆની દુકાને પણ પ્રેમ (વેચાતો) મળતો નથી. એજ પ્રમાણે રસ્તામાં કે જળાશયોને ઓવારે શોધતાં પણ પ્રેમ મળતો નથી; ને (જ્યાં ગુજરી ભરાતી હોય તેવા દરેક) ગામે ગામની ગુજરીમાં તપાસશો તો ત્યાં પણ પ્રેમ મળતો નથી. (૧) નરભેરામ કવિ કહે છે કે શ્રીરામચંદ્રજીની મહેરબાની હોય તો પુરેપુરો પ્રેમ મળે છે.

જ્યારે શ્રી કૃષ્ણને પ્રેમ ઉત્પન્ન થયો ત્યારે તુળશીના એકજ પાંદડાંથી રાજી રાજી થઇ ગયા. જ્યારે પ્રેમ ઉત્પન્ન થયો ત્યારે કર-

માઆાઇની ખીચડી ને વિદુરજીની ભાજી ખાધી. જે માણસને પ્રેમ ઉત્પન્ન થયો છે, તેજ માણસ પ્રેમને ઓળખે છે. એવા પ્રેમને ઓળખનારા જેને પ્રેમ પ્રગટ્યો છે એવાના વેદ પણ વખાણ કરે છે. જેને ગુરૂદ્વારા સહેજમાત્ર પણ પ્રેમ મનમાં પેદા થયો છે તેને હંમેશાં ધન્ય છે; એવું નરભેરામ કવિ કહે છે.

ઉત્તરો–૧. સદ્‌ગુરૂદ્વારા પ્રેમ નીપજી શકે.

૨. 'ગુરુથકી' શબ્દ સંબંધ 'પ્રગટ થયો' સાથે છે; એટલે આમ અન્વય ગોઠવાય–નરભેરામ કહે, જેહને મનમાં ગુરૂથકી એક રતીભર પ્રેમ (પણ) પ્રગટ થયો ઇત્યાદિ.

૩. જે' ને 'તે' સાપેક્ષક સર્વનામ; કેમકે એક બીજાની અપેક્ષા રાખે છે, 'જે' વપરાયું તો 'તે' ની જરૂર પડેજ છે; એજ પ્રમાણે 'તે' વપરાયું તો આગળ 'જે' ઝટ સમજાઇ જાય છે. એને 'સંબંધી સર્વનામ' પણ કહે છે. 'જે' એ 'તત્પદાપેક્ષક સર્વનામ' પણ કહેવાય છે; કેમકે 'જે' પછી 'તત્=તે' પદની અપેક્ષા=જરૂર રહેજ છે.

## વિશેષ હકીકતો.

૧ તુલસીને સંસ્કૃતમા વૃંદા નામથી ઓળખે છે. એ વૃંદા મૂળે જાલંધર રાજાની સ્ત્રી પરમ સતી હતી. રાજા યુધ્ધે ગયા ત્યારે સ્ત્રીએ પોતાના ડોકમાં જે પુષ્પમાળા નાખી હતી તે વિષે એવી વાત થએલી કે જ્યારે આ પુષ્પમાળા કરમાય ત્યારે મારૂં (જાલધરનું) મૃત્યુ થયું છે એમ સમજવુ. વિષ્ણુ ભગવાને કપટથી જાલંધરનો વધ કર્યો એટલે સતીને પુષ્પમાળા દ્વારા એ વાત વિદિત થઇ. તેણે વિષ્ણુભગવાનને દોષિત જાણી પોતાના સતીત્વના પ્રભાવ વડે

એવો શાપ દીધો કે મારા સ્વામીનો હણનાર પૃથ્વી પર પત્થર થઇને પડજો. વિષ્ણુ મહારાજે આથી તેને સામો શાપ આપ્યો કે ત્યારે તું પૃથ્વી લોકમાં વનસ્પતિ છોડ થઇને પડજે. છેવટે બંનેએ એક બીજાના શાપનો અનુગ્રહ કર્યો. તેમાં વિષ્ણુભગવાન શાલિગ્રામ તરીકે પૂજાય છે ને વૃંદા=તુળસીના પાંદડાં વગર તેઓ નૈવેદ્ય આરોગતા નથી. કેવળ એકજ પાંદડું પ્રસાદ ઉપર મુકીએ તોપણ પ્રભુ પ્રીતે તે આરોગી જાય છે વૃંદાના સતીત્વને લીધે ને પ્રભુ પરના તેના અગાધ પ્રેમને લીધે તેણે પ્રભુનું સાનિધ્ય સાધ્યું છે.

૨ શાબરીનાં બોર–શબરી ભીલડી હતી. રામચંદ્રજીએ અવતાર લીધો ત્યારે તે ગોદાવરી કાઠે નિત્ય ભક્તિભાવમાં રહેતી. ઋષિના કહેવાથી જાણતી કે એકવાર જરૂર પ્રભુ અહીં મારે ત્યાં પધારશે. આથી તેઓ આવે ત્યારે શું આરોગાવવું? તેણે બોર વણવા માંડેલાં ને તેમાંથી ચાખી ચાખીને એકઠાં કરેલાં મીઠાં બોર રામચંદ્રજી આવ્યા ત્યારે ધરાવેલાં તે તેમણે હોંસે હોંસે ખાધેલાં.

૩ સુદામાના તાંદુલ–દરિદ્ર સુદામા શ્રીકૃષ્ણના સહાધ્યાયી હતા. અતિશય દરિદ્ર હાલતમાં ભુખે ટળવળતા બાળકોનું દુઃખ આંખે જોયું ન જાય તેવી દશામાં આવી પડતાં તેમની સ્ત્રીએ તેમને શ્રીકૃષ્ણ પાસે જવાની સલાહ આપી. ભેટ તરીકે બીજું શું લઇ જવું? છેવટ એક મુઠી તાંદુલ=ચોખા તેમને કોઇને ત્યાંથી સ્ત્રીએ માગી લાવીને બાંધી આપ્યા. સાજો ટટકો એકે ન મળે પાચ સાત ફાટાતુટા કપડાએ પોટકી બાંધી. ના છુટકે તેઓ જાતે બ્રાહ્મણ હોવાથી શ્રીકૃષ્ણને યાચવા જવા સારૂ પોતાને ગામ સુદામાપુરી (હાલનું પોરબંદર)થી બેટ દ્વારકા જવા નીકળ્યા. તેમની દશા જોઇને લોકોએ દ્વારકામાં ખુબ

મશ્કરી કરી; છોકરાઓએ પણ ટીખળ કરવામાં કંઇ બાકી રાખી નહિ; ત્યાંથી જેમ તેમ કૃષ્ણમંદિર આવી પહોંચ્યા; ત્યારે પ્રભુએ બાળ સખાને જોઇ સામા દોડી જઇ ભાવે ભેટી રાજમહેલમાં તેડી આણ્યા. સર્વે રાણીઓ તેમની સેવા કરવા મંડી. તેલ મર્દન કરી સ્નાન કરાવ્યું ને પ્રભુએ સાથે જમવા બેસાડયા. વળી એમના હાથમાં તાંદુલની પોટલી હતી, કે જે આપતાં તેઓ કૃષ્ણ પ્રભુની સમૃદ્ધિ જોઇ શરમાતા હતા તો તે પ્રભુએ પોતે હાથે હાથે ખેચી લીધી ને છોડીને હોંસે હોંસે ખાવા મંડી પડયા. છેવટ લક્ષ્મીજીએ કહ્યું કે પ્રભુ એકલાજ ખાઇ જશો કે ! ત્યારે થોડા વધ્યા હતા તે રાણીઓને વહેંચી દેવા સોંપ્યા. સુદામાના ભવેભવનાં બંધન કાપી તેનું દળદર ફેડી નાખ્યું અને ઘેર પહોચ્યા ત્યારે તો દ્વારકા કરતાં અધિકી શોભાવાળું પોતાનું નગર તથા નિવાસસ્થાન જોઇ વિમાસણમાંજ પડી ગયા. ક્યા શ્રીકૃષ્ણ પ્રભુની ઉદારતા અને કયાં દ્રુપદ રાજાની કૃપણતા—સરખાવો પાઠ ૨ જો પ્રભુ સાથ પ્રેમ પ્રગટયો ત્યારે પ્રભુએ શબરીના બોરની માફક હોંસે હોંસે સુદામાના તાંદુલ પણ ખાધા.

૪ કરમાબાઇનો ખીચડો—

મારવાડની ભક્તસ્ત્રી કરમાને જગન્નાથજી પ્રભુ ઉપર અતિશય પ્રેમ હતો. પોતે ગરીબ ને અજ્ઞાન હતી નહાવા ધોવાનું પણ સમજતી ન હતી. એમ પ્રભુ નિત્ય એને ત્યાં આવી વગર નહિ રાંધેલી ખીચડી સવારમાં વહેલા આવી ખાઇ જતા ને પછી જગન્નાથ પુરીમાં ભોગ ધરાવે ત્યારે હાજર થઇ જતા. લાંબાકાળ સુધી કોઇને ખબર ન પડી કે જગન્નાથજી રોજ ત્યાં નૈવેદ્ય આરોગવા જાય છે; પણ એક વેળા એક સાધુએ કરમાબાઇને નહાવા ધોવાની વિધિ

બતાવી ને અશૌચપણે પ્રભુને ભોગ ન ધરાવાય એમ સમજાવ્યું. બીજે દિવસે તે નાહવા કરવા રહી એટલે રાંધતાં વાર લાગી. સમયસર પ્રભુ આવી પહોંચ્યા, પણ ખીચડી અધકચરી હતી. પ્રભુને જગન્નાથજીમાં ભોગ ધરાવવાનો વખત થવા આવેલો તેથી ત્યાં હાજર થવાની ઉતાવળ હતી; તેથી એવી એવી કાચી કાચી ખીચડી પણ કરમાબાઇ પાસે બે કોળીઆ પીરસાવી ખાઇને ચાલતા થયા. ઉતાવળમાં મોં ધોવાનું પણ ભુલી ગયા. તેથી જ્યારે સેવકો ભોગ ધરાવવા આવ્યા ત્યારે તેમને ( પ્રભુને ) મોંએ ખીચડીનો દાણો ચોંટેલો જોઇ અચરજ પામ્યા વિનંતી, કાલાવાલા બહુ કીધા ત્યારે પ્રભુએ કરમાબાઇ ને ત્યાંની વાત કહી ને હુકમ કર્યો કે ત્યાં કહેવરાવી દો કે નહાવા ધોવાની કડાકુટમાં ન પડે. હું તો તારા પ્રેમનેજ વશ છું; માટે હંમેશની પ્રમાણે મને ખીચડી રાંધીને ધરાવજે.

જ્યારે પ્રેમ ઉત્પન્ન થયો ત્યારે પ્રભુએ ખીચડીને ભાજી પણ ખાધી.

વિદુરજીની ભાજી—વિદુરજી એ પાંડવોના કાકા ને વિષ્ણુ-કૃષ્ણજીના પરમ ભક્ત હતા. એમની સ્રી પણ તેવીજ ભકતાણી હતી એક વેળા વિદુરજી બહાર ગએલા ત્યારે શ્રીકૃષ્ણજી આવી પહોંચ્યા. વિદુરપત્ની નહાતાં હતાં, તે સાદ ઓળખી પ્રેમાવેશમાં સામા દોડી આવ્યાં. તેમને નગ્ન સ્થિતિમાં આવતાં ભાળી પ્રભુએ પોતાનું પિતાંબર ફેંક્યું, ત્યારેજ તેમને ભાન આવ્યું કે વસ્ત્રવિહોણી દોડી આવી છું વસ્ત્ર બદલી પ્રભુને કદળીફળ (કેળાં) આરોગાવવા મડી. પ્રેમની ધૂનમાં પોતે કેળાં છોલીને ગરગર ફેંકી દે, ને છાલ છાલ પ્રભુના હાથમાં આપે. કૃષ્ણજી તે હોંસે હોંસે ખાય. થોડીવારમાં વિદુરજી આવી પહોંચ્યા. તેઓ આવો પ્રકાર જોઇને અચરજ પામ્યા ને પોતે કેળાં લઇ ગરગર

પ્રભુને આપવા મંડયા. સ્રીને ઠપકો દીધો; ત્યારે પ્રભુ બોલી ઊઠયા. વિદુરજી તમે કેળાં ખવરાવો છો, પણ તમારી પત્નીને હાથે ખાતાં જેટલી મિઠાસ લાગતી તેટલી આમાં લાગતી નથી; કેમકે તેમાં પ્રેમની અજબ લાગણી પ્રકટી રહી હતી. એક વેળા દુર્યોધને આખું ગામ જમાડવા નોતરાં દીધાં ત્યારે વિદુરજીને ત્યાં કૃષ્ણ પધારેલા તેમને માટે કંઇપણ સીધું સામાન મળ્યો નહિ. છેવટ ભાજી ઉખેડી આણી તે રાંધી. પ્રભુએ પોતાની અકળ ગતિથી લક્ષ્મીજીને અને કામધેનુ ગાયને આણી તે દિવસે વિદુરજીને ત્યાં સુવર્ણ આસન, પાત્રાદિમાં સૌને જમાડી તે સર્વ જમનારને આપી દેવરાવ્યાં પછી પ્રભુ તથા વિદુરજી અને લક્ષ્મીજી તથા વિદુરપત્ની જમવા બેઠાં, ત્યારે પેલી ભાજી માગી તેમાં સૌને એટલો સ્વાદ આવ્યો કે પ્રભુ તો તપેલી ઉઠાવીને જ દોડયા. પાછળ ઘરનાં સૌ દોડયાં ને આખા ઘરમાં ભાજી ખાવા માટે દોડાદોડ થઇ રહી. આમ પ્રભુએ પ્રકટેલા પ્રેમના બળે ભાજી પણ હોંસે હોંસે ખાધી. પ્રેમ ઉત્પન્ન થાય તો પ્રભુ કંઇ અળગા નથી. તે તો પ્રેમ સ્વરૂપ–આનંદ સ્વરૂપ છે. રતીભર પ્રેમથી પણ પ્રસન્ન થઇ જાય છે, તો તેનો કિંચિત્ માત્ર પણ સ્વાદ લેવા સારૂ કવિ પ્રેરણા કરતાં વધુ પ્રોત્સાહનાર્થે જેમણે એવો પ્રેમ ચાખ્યો હોય તેમનાં દષ્ટાંત આપી કહે છે કે સદ્‌ગુરુ શોધો. તેમના દ્વારા જો આવો પ્રેમ પ્રગટયો તો તો જીવન નિત્ય ધન્ય ધન્ય !

પ્રશ્નો–૧ કવિ પ્રેમ માટે શું કહેવા માગે છે ?

૨ 'જે' અને 'જો' વાકયમાં વાપરી બતાવી તેનાં પદચ્છેદ કરો.

પાઠ ૬.

જળચર=(જળ=પાણી+ચળધા૰જવું, ચાલવું, ફરવું.) પાણીમાં રહેનાર.

સ્થળચર=(સ્થળ=જમીન) જમીન પર રહેનાર. (ભૂ=જમીન)

ભૂચર=જમીનપર રહેનાર

ખેચર=(ખ;ખે=આકાશ) આકાશમાં ફરનાર.

નિશાચર=(નિશા=રાત્રિ) રાતે ફરનાર; ચોર છ૦

બહુધા=ઘણેભાગે; ઘણું ખરું; ઘણું કરીને.

આત્મસંરક્ષણ=( આત્મ=પોતાનું+ સં=સારી રીતે (ઉપસર્ગ છે) +રક્ષણ=બચાવ (એમાં રક્ષ ધાતુ રક્ષણ કરવું+અન ક્રિયાવાચક પ્રત્યય)=પોતાનો સારી રીતે બચાવ કરવો તે.

કમાનાકાર=( કમાન=કામઠું+આકાર =ઘાટ) કામઠાના ઘાટનું; ધનુષના જેવા આકારવાળું.

ભીંગડા=ડીલ ઉપર વળને બદલે એક જાતનું ઢાંકણ; માછલાના શરીરપર એવું ઢાંકણ હોય છે

સુકાન=સુપડી (મછવો, વહાણ વગે. રેને સીધે રસ્તે ચઢાવવાને મરડવાનું સુપડાના આકારનું લાકડાના પાટીઆનું હોડીને એક છેડે જડેલું હોય છે. એનાથી નૌડાને મરજી મુજબ વાળી શકાય છે.

ક્વચિત=કોઈક વખત; જવલ્લે.

વીધણું=લાકડાં ફાડવાનું લોઢાનું ઓજાર; લાકડાના હાથાવાળું છીણી જેવું હથિયાર; સુથાર લોકો એનાથી લાકડા કોચે છે.

પુસ્તો=પાણી રોકવાને કરેલું ઉંચું બાંધકામ; બંધ.

ભક્ષણ કરનારાં=ખાઈ જનારાં.

ભક્ષક=( ભક્ષ=ખાવું; ક=વાળું પ્રત્યય )=ખાનાર. જેને ભક્ષણ કરવાનું હોય તે ભક્ષ્ય જેમકે ઉંદર. જે ભક્ષણ કરનાર હોય તે ભક્ષક જેમકે બિલાડી. ખાવાની ખાવાની ક્રિયા તે ભક્ષણ.

નિર્ભય=ભયરહિત; બીક વગરનું.

કર્ણ=કાન.

સંઘરી મૂકે=રાખી મૂકે; એકઠાં મૂકે. સંગ્રહી ઉપરથી

ઇજનેર=ઇમારતો બાંધવાના નકશા તૈયાર કરનાર.

રક્ષણ=બચાવ કરવો તે.

રક્ષક=બચાવ કરનાર.

રક્ષ્ય=જેનું રક્ષણ કરવાનું હોય છે તે.

પ્રશ્નો—૧ બીવરની જાતનાં પ્રાણીઓ ગણાવો.

૨ એના શરીરનું તથા રક્ષણ માટેની ચતુરાઈનું વર્ણન કરો.

૩ એનું સ્થાયી રહેઠાણ કયાં હોય છે, અને તે શી રીતે તૈયાર કરવામાં આવે છે?

૪ રાજા અને રૈયત—એમાં રક્ષક કોણ અને રક્ષ્ય કોણ? સિંહ અને બળદ એમાં ભક્ષ્ય કોણ અને ભક્ષક કોણ?

૫ ઉભય સ્થગી પ્રાણીઓ કયાં કયાં? ઉ૦ જળચર તથા સ્થળચર એવાં-દેડકું, બીવર, મગર ૪.

૬ સુથારનાં થોડાંક ઓજારોનાં નામ દો.

પાઠ ૯.

આચરનાર=ચાલનાર.
ક્ષોભે=પસ્તાય; વિમાસણમાં પડે.
જરાજ=થોડી પણ.
દરે=ગુફામે.
કોદિ=(કો=કોઈ+દિ=દિવસ); કોઈ પણ દહાડો.
સુણાવી=સંભળાવી.
આ કવિતા ઉપેન્દ્રવજ્રાછંદમાં છે.
ક્રૂર=ઘાતકી
ક્ષુધા=ભૂખ.
અસ્ત પામ્યો=આથમ્યો.
આખરે=છેવટે.
ગુફા=સંતાઈ રહેવાય એવી જગા. ઝાડીનું જૂથ કે પર્વતમાંનું બાકોરું
ખરેખર=નક્કી; જરૂર.
દ્વાર=બારણું; ગુફામાં પેસવાનું સ્થળ
આરડવા=અવાજ કરવા; બરાડવા.
ભયભીત=બીકવાળા
હસ્તાદિ=(હસ્ત=હાથ+આદિ=પહેલાં) પહેલો હાથ અને પછી બધુ— મતલબ કે કશું જ નહિ; હાથ વગેરે,
કદા=કદી; કોદિ; કોઈપણ દહાડો.
પ્રસરે=બોલાય; ફેલાય; કહેવાય; ઉચ્ચારાય.
વાણી ન પ્રસરે=મોઢેથી બોલી શકાય નહિ.
અંગો=શરીરના ભાગો; ઇન્દ્રિયો; અવયવો.

કંપ કંપ=ધ્રૂજ ધ્રૂજ; ફડક ફડક.
આ કવિતા ઇંદ્રવજ્રા છંદમાં છે.
પ્રતિશબ્દ=( પ્રતિ=સામો ) સામો શબ્દ; પડઘો.
ત્રાસી ગયાં=(ત્રસ્=કંપવું)=બી ગયાં; ડરી ગયાં; ભયભીત થયાં
પદ્ય=કવિતાની કડી.
અર્થાત્=મતલબ કે.
દુર્દશા=નઠારી હાલત.
વર્ત્યું=ચાલ્યું.

સાર—શિયાળે સમય સૂચકતા વાપરી તેથી તે બચ્યું. સંકટ સમયે ધીરજ રાખી ઉપાય ખોળી કાઢવો, અને લુચ્ચાને તેની લુચ્ચાઇમાં ફાવવા દેવો નહિ, એમાંજ ખરી કુશળતાની જરૂર છે.

## પાઠ ૮.

ઇજિપ્ત=ઇજિપ્ત કે મીસર દેશ. આફ્રિકા ખંડમાં નાઇલ નદીના મુખ તરફ ભૂમધ્ય સમુદ્રને કાંઠે અરબસ્તાનને સામે કિનારે આવેલો ફળદ્રુપ મુલક છે.

ડોડવું=છોતરાં સાથેનું ફળ; ડોડવું, ડીંડવું પણ કહેવાય છે.

પરિપક્વ=(પરિ=ચારે તરફથી+પચ્=રાંધવું ઉપરથી;) પાકું; બરાબર પાકેલું.

આસપાસ=આજુબાજુ.

અંતર=છેટું; બે હારો વચ્ચે રાખેલી જગા.

છૂટું=જુદું—કાલાં ને કપાસ જુદો પાડવો તે.

કપાસીઆં=રૂનાં બી; જેમાંથી કપાસનો છોડ ઉગાડી શકાય છે તે.

લોઢવાના=પીલવાના; રૂ અને બી જુદાં પાડવાના.

સહેલાઇથી=સુગમતાથી; થોડી મહેનતે

કપાસીઆંનો કચરો=ખોળ; કપાસીઆંમાંથી તેલ કાઢયા પછી ફોતરાં એકઠાં થઇ જે ભાગ બાકી રહે છે તે.

શાળ=લુગડાં વણવાનું યંત્ર.

રોજી=રોજનો મળતો પગાર; મજુરીના પૈસા; રોજની પેદાશ.

પ્રશ્નો—૧ ઢાકાનું શું વખણાતું ?

૨ કપાસ અને રેશમની પેદાશમાં તફાવત શો ? (એક વનસ્પતિ- માંથી પેદા થાય છે. બીજો પ્રાણીજ પદાર્થ છે)

૩ ઉત્તમ રૂ કયું, કયાંનું અને શાથી ?

૪ કપાસની થોડીક જાતો ગણાવો.

૫ કપાસના વાવેતરથી ખેડુતોના જીવનપર શું અસર થઈ હશે તે કહો. (અનાજ ઓછું પકવતા થયા, ને ઉંચા ભાવે કપાસ વેચી તે પૈસા વડે મોજ શોખ કરતાં શીખ્યા.)

પાઠ ૯.

વિસ્તાર=ક્ષેત્રફળ; લંબાઇ પહોળાઇ; મોટાઇ; માપ.

વેરાન=ઉજ્જડ; વસ્તી વગરનું.

રોમન=ઇટાલિના રોમ શહેરના રહેવાસી.

તદ્દન=સમુળગે.

અભાવ=છત ન હોવી તે; પાણી તથા ઝાડપાન ન હોવાં તે.

અતિશય=સૌથી વધારે; ઘણીજ.

ફળદ્રુપ=વનસ્પતિથી ભરપૂર; ફળ આપે એવી રસાળ.

મુકાબલે=સરખામણીમાં

ફાંટો=ચીરા; તડ.

આતાળ કુવા=ઘણા ઉંડાણમાંથી પાણી કાઢી બનાવેલા કુવા.

રણપ્રદેશ=રણવાળો મુલક.

માફક=અનુકૂળ.

મથાળે=ટોચે.

સંપૂર્ણ=પુરેપુરું.

ફાલે છે=ખીલે છે; બધી તરફથી વધે છે; પુષ્ટ થાય છે.

અન્ય=બીજાં.

પસાર થવાત નહિ=જવાત નહિ; એક છેડેથી બીજે છેડે સુધી મુસાફરી થાત નહિ.

કાફલો=સમૂહ; લોકોનો સમૂહ.

સંપૂર્ણતાએ=છેલ્લી હદે.

ભેજ=ભિનાશ.

આગેવાન=સરદાર; મુખી.

માહીતગાર=ભોમીઓ; જાણીતો.

જિંદગી એના હાથમાં છે=જીવતા રાખવા અને સહીસલામત પહોંચાડવા એ એનાથીજ બની શકે એમ છે, બીજા કોઇથી બને એમ નથી; જીવાડવાની માત્ર એનેજ ખબર છે.

સહીસલામત=વગર અડચણે.

સન્માન=સત્કાર; માન આપવું તે.

નિશ્ચિત=નક્કી કરેલા.

સાવચેતી=ખબરદારી; હોશિયારી; સાવધગીરી; કાળજીભર્યું.

મુશીબત=અડચણ.

ઝાંઝવાં=સુકી કે રેતાળ જમીનમાં તડકી વખતે દૂરથી પાણી હોય એવો દેખાવ નજરે પડે છે તે; મૃગજળ. હરણાંઓ એને પાણી ધારીને દોડી દોડીને મરી જાય છે તેથી 'મૃગજળ' નામ પડયું છે.

વિપત્તિ=દુઃખ; મુશ્કેલી.

ભોગ થઇ પડે છે=ફસાઇ પડે છે;

પ્રશ્નો-૧ રણનું વહાણ કોણ અને શાથી ?

૨ રણની મુસાફરીમાં કેવા કેવા અને કેટલા માણસોની જરૂર છે?

૩ માર્ગમાં પડતી અડચણોનું વર્ણન કરો.

૪ 'મૃગજળ' નામ શાથી પડયું ?

## પાઠ ૧૦.

ઘડીઘડી=વારંવાર

ઉકળાટો=બાફ.

ભારી=બહુ

અભ્ર=વાદળાં.

સકળ=બધા.

ચાંગા=ચિહ્ન; લક્ષણ.

ચકલી=ચકલી.

બગ=બગલો.

સાફ=ચોકખી.

અરણવ=દરીઓ, સમુદ્ર

ભાળ્યાં=જોયા.

રસ=મધુર; સુર.

યંત્ર=સતાર; સારંગી વગેરે

રૂપાળા=સારા.

અધિક=વધારે.

ઘંટ=અવાજ.
ઠાલા=નકામા.
કમી=ઓછી.
ઉભરાય=પાકે.
પીત=પીળો.
સૂર્યાસ્ત=સૂર્યનું આથમવું તે.
ઉજળું=સફેદ.
નૈઋત્ય=દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો.
શીતળા=ઠંડા; શીતળ.

## પાઠ ૧૦. વસંત ઋતુના લક્ષણ.

તડકો ને શીળો ઘડીએ ઘડીએ બદલાય છે. તાપથી જીવોને ઘણો ઘામ થાય છે. ઘણાં કાળાં વાદળાં આમ તેમ દોડતાં દેખાય છે. તેથી બધાં માણસો કહે છે કે એ વરસાદના ચિહન થાય છે. (૧) ચકલી ધૂળમાં ફડફડ પાખો ફફડાવે છે, બગલા પોતાની પાંખ બરોબર ફેલાવીને બેસે છે. પક્ષીઓ દરીઆ કાંઠેથી આવતાં જોયાં, તેથી બધા૦ (૨) રાત દિવસ શીતળ પવન ફરફર આવે, ઝાડો ખરરર ખરરર શબ્દે હાલતાં જણાય, વાજિંત્રમાં બહુ સારા મધુર સુર આવે છે. તેથી બધા૦ (૩) હંમેશ કરતાં તો હવા ઘણી ભેજવાળી જણાય છે. ફૂલમાંથી બહુ સારી વાસ નીકળીને આવે. આઘે ઘંટા વાગતા હોય એવા ખોટા અવાજ સંભળાય છે. તેથી બધા૦ (૪) હવામાં ગરમી ઓછી હોવાને લીધે ખાર ઓગળે છે, અને ઉધઇ, કીડી, અને મંકોડા જોરથી ઉભરાય છે. (ઘણાજ પાકે છે) પક્ષીઓ માળા બાંધવાની તપાસમાં આમ તેમ ફરે, ઉડે. તેથી બધા૦ (૫) શોભાયમાન ધનુષ જણાય છે, અને સુરજ આથમતા પીળો ભાસ થાય છે. ચદ્રમાની આજુબાજુ ઘણું સફેદ કુંડાળું દેખાય છે. ઇશાન ખુણામાં ઘણી વીજળી થાય છે. નૈઋત્ય ખુણામાં ઠંડો પવન વાય છે (કારણ કે નઋત્ય ખુણામાં દરીઓ છે.) તેથી બધા૦ (૬)

## પાઠ ૧૧.

સજીવ=જીવ હોય એવી અવસ્થામાં.
ચૂંઇ=માછલાંની શ્વાસ લેવાની ઇંદ્રિય.
અનુકૂળ=માફક; એથી ઉલટું પ્રતિકૂળ.
સમતોલ=બે બાજુ સરખું વજન આવે એવી રીતે.
સહાયરૂપ=મદદગાર; આશ્રયદાતા.
ખ્યાલ=વિચાર; સમજણ.
ભુખાળ=ભુખાળવું; અકરાંતીઉં=ગમે તેટલું ખાય તો પણ ધરાય નહિ એવું.
ત્રાસ વર્તાવે=કેર વર્તાવે; જુલમ ગુજારે
મધ્યસમુદ્ર=ભૂમધ્ય સમુદ્ર; યુરોપની દક્ષિણે આફ્રિકાના ઉત્તર કિનારાને અડોઅડ આવેલો સમુદ્ર; પૃથ્વીના મધ્ય ભાગમાં આવેલો સમુદ્ર.
ગોઠે છે=ગમે છે; ફાવે છે.
આકર્ષાઇ=ખેંચાઇ.
પુંઠ પકડે છે=કેડો લે છે; પાછળ દોડ્યાંજ કરે છે.

## પાઠ ૧૨.

ભયંકર=બીક લાગે એવું.
બરછટ=કરકરી; સુંવાળીથી ઉલટી.
ગરમાટો=ગરમી; હૂંફ.
પ્રમાણમાં=સરખામણીમાં; મુકાબલે.
સહજ=સહેલાઇથી; સુગમતાથી.
સપાટો=ઝપાટો.
સમર્થ=બળવાન.
ખડક=દરિયામાં આવેલો પહાડ કે ટેકરી.
ધ્રુવ=પૃથ્વીની ધરીના ઉત્તર અને દક્ષિણ છેડાને ધ્રુવ કહે છે; ઉત્તર ધ્રુવ; ધ્રુવના તારાની બરાબર નીચેનો પૃથ્વીનો ભાગ.
ઘસેડવામાં=તાણવામાં; ખેંચી લેવામાં
દાંઢી=હાથા.

પ્રશ્નો—૧ માછલાં અને વ્હેલનો મુકાબલો કરો.
૨ બનેને શ્વાસ લેવા માટે શી શી સગવડ છે ?
૩ વ્હેલનું રહેઠાણ કયુ ? ત્યાંથી તેને શી રીતે પકડવી પડે છે ?
૪ વ્હેલમાંથી નીકળતા ઉપયોગી પદાર્થો ગણાવો. તેનો શો ઉપયોગ થાય છે તે કહો.

૫ વ્હેલની ઊંઘવાની રીત તથા શાર્કની શિકાર પકડવાની ઢબ કેવી છે ?

૬ આ પાઠમાં જે જે પ્રાણીનાં નામ આવે છે, તેમાંથી ગરમ લોહીવાળાં કયાં કયાં ને ઠંડા લોહીવાળાં કયાં કયાં તેની યાદી બનાવો. ઉ૦ પાણીમાં રહેનારાં ઠંડા લોહીવાળાં છે. અપવાદ તરીકે વ્હેલ અને જમીન પર રહેનારાં તમામ ગરમ લોહીવાળાં પ્રાણી છે, એમ સમજવું.

પાઠ ૧૩.

સદાચરણી=(સત્=સારા+આચરણ=વર્તણુક+ઇ=વાળો) સારી વર્તણુકવાળો.

પત્ની=સ્ત્રી.

વિકરાળ=ભયંકર; બિહામણું.

દોષ=(દુષ=દોષિત થવું) અવગુણ; વાંક.

મિજાજી=ક્રોધી; ચઢીઆ; ગુસ્સાબાજ

મિજાજ=સ્વભાવ; ક્રોધ.

આશ્વાસન કરતો=મન મનાવતો; રાજી કરતો.

સહનશીલ=સાખી રહે એવી.

ગળી જતી=વેઠતી; સહન કરતી; ભુલી જતી; થયું ન થયું ગણતી; યાદ રાખી મુકતી ન હતી.

અવધિ=છેડો; હદ; અંત; સીમા.

ધમકાવી=સતાવી; ઝાટકતી નાખી.

ખંખેરી નાખે=સતાવે; ધમકાવે.

સ્વાભાવિક=કુદરતી.

વિષમય=ઝેરનું બનેલું; અત્યંત અસહ્ય; કપરૂં; કડવું; કઠણ.

ગમગીન થઇ=દીલગીર થઇ; ઉદાસીન બની; શોકમાં ડુબી ગઇ

નિવાસ ખંડ=રહેવાનો ઘરનો ઓરડો; પોતાનો રહેવાનો ભાગ.

લવું છું=લવારો કરૂં છું; બકું છું; બબડું-ફફડું છું.

વિવેક=(વિ+વિચ=છુટા પાડવું, ખરૂં શું ને ખોટું શું તે જાણવાની શક્તિ; સત્ય ને અસત્ય વચ્ચે ભેદ કરવાની શક્તિ; સારાસાર

પારખવાની શક્તિ.
ધાર્યું છું=ખાધું છું.
દુર્વચન=નઠારા બોલ; કટુ વાણી.
પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય છે= મૃત્યુ થાય છે ત્યારે પ્રાણ જતો રહે છે. તેની સાથેજ સ્વભાવ પણ જતો રહે છે, જ્યાં સુધી જીવમાં જીવ હોય છે ત્યાં સુધી સ્વભાવ, ખાસિયત મટતાં નથી. પ્રાણ પાંચ છે–પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન. એ વાયુઓ વડે માણસ જીવતો ગણાય છે; એમાં ઘટાડો થઇ પ્રાણ અને અપાનનો સંબંધ તૂટે છે એટલે માણસ મૃત્યુ પામે છે. મૃત્યુ પછી સ્વભાવ–પ્રકૃતિ ટકેજ ક્યાંથી ! માટે આ કહેવત પડી છે. જે સ્વભાવ પડયો હોય તે જીવની સાથેજ જાય, મરે ત્યારેજ જાય; જ્યાં સુધી તે માણસ મરતો નથી ત્યાં સુધી પેલો સ્વભાવ પણ સુધરતો નથી, એમ કહેવાનો હેતુ છે.
રોક=અટકાવ.
સ્વાર્પણ=સ્વાર્થ ત્યાગ; પોતાનું સુખ, મતલબ છોડી દેવાં તે.
સ્તુત્ય=વખાણવા લાયક.
મોકળા મનનો=ઉદાર દીલનો.
નિર્ગમન કરી=ગાળી; ભોગવી.

સાર—કુટેવને દૃઢ થવા દેવી નહિ. એવી ટેવનું કારણ શોધી કાઢી તેનો નાશ કરવો, કે આપોઆપ કુટેવ જાય. લોભનો નાશ કરવાથી ક્રોધનો નાશ થાય છે. ક્રોધનો નાશ કરવામાં લોભનો નાશ કરવાની પહેલી જરૂર પડે છે. નોટો બાળવી એ કંઇ સદ્‌ગુણ ન કહેવાય. એવા એક દુર્ગુણને ગ્રહણ કરી બીજા દુર્ગુણો ક્રોધ ને લોભનો નાશ કર્યો–જેમ એક કાંટા વડે બીજો કાંટો કાઢીએ છીએ તેમ. પછી બીજો કાંટો નીકળી જવાથી પહેલો કાટો પણ ફેંકી દેવામાં આવે છે, તેમ નોટો બાળવાનું બંધ કર્યું આ રીતે કાંટાને કાંટાએ કાઢયો; ને પાછું મગજ સાર્થક ગણાયું.

પ્રશ્નો-૧ પ્રાણુ ને પ્રકૃતિ સાથે જાય છે, તે સમજાવો.
૨ આ પાઠમાંથી શો બોધ લેશો ?
૩ 'કાંટાને કાંટાએ કાઢવો' એવું પાઠનું મથાળું વાજબી છે આરૂં ?
૪ સ્ત્રીઓને કયારે ઠપકો આપવામાં આવે તો ઘણુંજ ખોટું લાગે છે?

પાઠ ૧૪.

નહુષ=પાંડવોનો પૂર્વજ; આયુ રાજાનો પુત્ર: ઈંદ્રાણીનો ઉમેદવાર.
ધૂત=જુગટું; જુગાર.
વધ કર્યો=માર્યો.
અજગર=મોટો સાપ (અજ=બકરૂં +ગર=ગળી જનાર; એ બકરાંને ગળી જાય છે તેથી)
મિથ્યા=ફોગટ; નકામા; વૃથા.
અદ્‌ભુત=આશ્ચર્યકારક; નવાઇ પમાડે એવુ.
વીર્ય=( વીર=બહાદુર+૫=પણું ) બહાદુરી; પરાક્રમ.
સર્પરાજ=સર્પોમાં રાજા જેવા; શ્રેષ્ઠ સર્પ; અજગર.
અસમર્થ=નિર્બળ.
પ્રાપ્ત થયાં=મળી.
વરદાન=માગેલું મળવું તે
નિસ્તેજ=પરાક્રમ વગરનો; ઝાંખો; (બહુવ્રીહિ સમાસ-નિર્ગત; જતું રહ્યું છે તેજ જેમાંથી તે) એવાજ બીજા-નિર્માન; નિર્મોહ, નિર્લોભ.
મોક્ષ=મુક્તિ; છુટવું તે.
ક્ષુધા=ભૂખ.
પિપાસા=તરસ; પીવાની ઇચ્છા.
વ્રત=નિયમ; ટેક.
નહિતર=નહિ તો.
ભક્ષ્ય=ખાવાનો પદાર્થ.
ચિરકાળે=લાંબા વખતે; ઘણી મુદતે.
આહાર=ખાવાનુ; ખોરાક.
પૂર્વજ=પહેલાં જન્મેલાં; મૂળ પુરુષ.
યાગ=યજ્ઞ; હોમ; હવન; દેવોને અગ્નિદ્વારા બલિદાન આપવું તે. આ સ્થળે 'યોગ' શબ્દ વાપર્યો હોય તો તેનો અર્થ આત્મા સાથે જોડાવુ એવો થાય છે, અર્થાત્ ચિત્તની વૃત્તિઓનો નિરોધ (યોગ-

ચિત્તવૃત્તિ નિરોધઃ) નિષ્ક મહારાજના મત પ્રમાણે યોગઃ કર્મસુ કૌશલમ ॥ કર્મમાં કુશળતા તેનું નામ યોગ.

ઇંદ્રિયજય=ઇંદ્રિયોના ઉપર વિજય-જીત મેળવવી તે.

ત્રૈલોક્ય=સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ, એ ત્રણે લોકનું.

ઐશ્વર્ય=(ઇશ્વર+ય=પણું) પ્રભુપણું; મોટું પદ; મોટી સત્તા; પ્રભુપદ.

મદ=અભિમાન; જુવાનીમાં હાથીના લમણામાંથી રેસ ઝરે છે ને 'મદ' કહેવાય છે, તેથી હાથી મદોન્મત્ત થાય છે.

અગસ્ત્ય=સપ્તર્ષિમાંના એક; એમણે સમુદ્રનું પાન કર્યું હતું ને પેશાબ વાટે પાછો કાઢ્યો હતો તેથી સમુદ્ર ખારો છે એવી માન્યતા છે. એઓ બ્રાહ્મણ હતા.

શાપ=કદુવા; નઠારો આશિર્વાદ; કોઇનું બુરું થાય એવી વાણી કહેવી તે.

વીનવ્યા=અરજ કરી; કાલાવાલા કર્યા.

શાપનો અનુગ્રહ=શાપમાંથી છુટકારો; શાપમાં કૃપા કરી તેનું નિવારણ કરવું તે.

શીલ=સદાચરણ; સારી વર્તણુક.

અક્રરતા=(અ=નહિ+ક્રૂર=ઘાતકી+તા=પણું) ઘાતકીપણું નહિ તે; દયાળુતા; અક્રોધીપણું.

પરબ્રહ્મ=બ્રહ્મથી શ્રેષ્ઠ છે તે; પરમેશ્વર.

મુક્તિ=(મુંચ્ ધાતુ=છૂટકો કરવો; છુટા થવું; તે પરથી) મોક્ષ.

સવિસ્તર=વિસ્તારપૂર્વક; લંબાણથી પુરેપુરું.

અધિપતિ=રાજા.

લેખળ્યો=રત કર્યો; ગણકાર્યો.

દાનવ=રાક્ષસ.

અદિતીના પુત્ર=આદિત્ય.

દિતીના પુત્ર=દૈત્ય.

મનુના પુત્ર=માનવ.

દનુના પુત્ર=દાનવ.

કશ્યપ પ્રજાપતિને બે સ્ત્રીઓ હતી. દિતી અને અદિતી.

સુર=દેવતા.

અસુર=દેવતા નહિ તે; રાક્ષસ; દાનવ.

ઇંદ્રાણી=ઇંદ્રની સ્ત્રી.
મતિ ભ્રષ્ટ થઈ=બુદ્ધિ બગડી; પાપ કરવાનું મન થયું; મતિ=બુદ્ધિ.
પ્રયાસ=પ્રયત્ન; મહેનત.
ઉત્કંઠા=ઉમેદ; મહાન આશા; (ઉત્=ઉંચે+કંઠ=ડોક;) જેમાં ડોક ઉંચી ને ઉંચી રહે તે; આતુરતા; તત્પરતા
પાદપ્રહાર=(પાદ=પગ). લાત મારવી તે; લતાપ્રહાર; પગવતી ઠોકર મારવી.
ક્રુદ્ધ=ગુસ્સે.
પ્રણિપાત=નમસ્કાર; વંદન; પ્રણામ.
મુક્ત કરશે=છોડવશે.

પાઠ ૧૫.

શ્રદ્ધા=આકીન; વિશ્વાસ; ભાવ.
તમ=તમે; તમારી.
બણી=બની.
ભેટો=મળો; પ્રાપ્ત થાવ.
રાંક=ગરીબ.
પ્રહ્લાદ=હિરણ્યકશ્યપનો પુત્ર; એ વિષ્ણુ ભગવાનનો પરમ ભક્ત હતો, પણ પિતા દૈત્ય હોવાથી તેને પ્રભુભક્ત જાણી પરમ દુઃખ દેતા. પર્વત ઉપરથી ફેંકી દીધેલો અને છેવટે લોહસ્તંભ ધગધગાવી તેને બાઝવાની શિક્ષા કરી ત્યારે પ્રભુ સ્તંભમાંથી નૃસિંહ રૂપ ધારણ કરી પ્રગટ થયા ને દૈત્યને મારી સર્વને બચાવ્યા.
પ્રતિજ્ઞા=ટેક; પણ; દૃઢ નિશ્ચય.
નરસિંહ=(નૃ-નર)=માણસનું અને સિંહનું ભેળું રૂપ મોઢું સિંહનું ને ધડ મનુષ્યનું એવું સ્વરૂપ. હાથ પગના પંઝા સિંહના જેવા હતા ને દાંત તથા નખ એ તેમનું શસ્ત્ર હતું.
સ્તંભ=થાંભલો.
મુરારી=(મુર+અરિ=દુશ્મન) મુર રાક્ષસના શત્રુ; મુર રાક્ષસને હણ્યો હતો તેથી. એવીજ રીતે કેશિ+નિસૂદન મધુ+સૂદન=કૃષ્ણ ત્રિપુર અરિ=(શંકર)
ભૂપ=રાજા. (ભૂ=પૃથ્વી+પા=પાલણ; પોષણ કરવું)
ચીર=વસ્ત્ર
નવરંગ=જાતજાતનાં; ચિત્રવિચિત્ર; નવીનવી જાતનાં.

રાખી=જાળવી.
નારતણી=સ્ત્રીની; દ્રૌપદીની.
શેરડી કાપતાં ભગવાનને હાથે છરી બેઠી ને રૂધિર વહેવા માંડયું. ત્યારે વહાલી પટરાણીઓ ઘરમાં ચીથરૂં શોધી લાવવા દોડી. દ્રૌપદી હાજર હતાં તેમણે પોતે પહેરેલા ચીરને ચીરી પાટો તાણી બાંધ્યો. એ પાટામાં ૯૯૯ તાંતણા હતા. એ ઉપકાર યાદ રાખી નવનવા ૯૯૯ પટકૂળ પૂર્યાં હતાં એવી કથા છે,
પ્રતિજ્ઞા=લાજ; આબરૂ; ટેક.
જદપિ=યદ્યપિ; જ્યારે
વિશ્વાધાર=વિશ્વના આધારરૂપ; પ્રભુ.
રુપૈયા=રૂપીઆ.
નવનીધ=નવ=૯+નિધિ=ખજાનો.
કુબેર એ દેવતાઓનો ખજાનચી કહેવાય છે. એની પાસે નવેનિધિ =નવનીધ દોલત છે. તે નીચે મુજબ મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ (કાચબો), મુકુંદ, કુંદ, નીલ ને ખર્વ–એ પૈકી કેટલાંક અમુલ્ય મણિ છે.
કંચન=સોનું; સુવર્ણ. કનક; કુંદન; હેમ.
મોહોલજ=મહેલો
દુજી=બીજી
દ્વારામતી=દ્વારકા; શ્રી કૃષ્ણની રાજધાની
દીધ=દીધી; આપી.
દારિદ્રય=દળદર; ગરીબાઇ.
માની લઇએ=કબુલ કરશોજી.
બાંહે ગ્રહ્યાની=જે બાંહે ઝાલે તેની પ્રભુ લાજ રાખે છે.
લાજ=આબરૂ.
તુંહી=તુંજ

હે પ્રભુ, તમારી સાથે મારે હેત બંધાયું છે તો મને ગરીબ ગણીને મારા પર ભાવ લાવીને મળો. ૧.

તમારા સેવક પ્રહલાદજીનું પણ જાળવવા તમે નરસિંહરૂપ લીધું. તે વખતે (પ્રહ્લાદજીને બઝાડવાને ધગધગાવેલો) થાંભલો ફાટયો ને તેમાંથી મુર રાક્ષસને મારનાર પ્રભુ પોતે પ્રકટ થયા. તે જોઇ હિરણ્યક-

શિપુ મોટો ભૂપ હોવા છતાં કંપી ઊઠગો. મારા વહાલા (પ્રભુ) એ (તત્કાળ એ) હિરણ્યકશિપુને પોતાના હાથેજ મારી નાખ્યો. ૨.

કૌરવોની ભરી સભામાં દ્રૌપદીજીને પકડી મંગાવ્યાથી તે આવ્યાં. ત્યાં દુઃશાસન, શકુનિ વગેરેએ તેમનાં પહેરેલાં વસ્ત્ર (નગ્ન કરવા માટે) ખેંચવા માંડ્યાં તે વેળા મારા વહાલાએ જાત જાતનાં નવસેં ને નવાણું વસ્ત્રો પૂર્યાં. (દુષ્ટોએ નવસે નવ્વાણું વસ્ત્ર ખેંચી લીધાં) તો પણ (તેમનાથી) શરીર દેખાયું નહિ; તેમને શરીર દેખવા દીધું નહિ. એવી રીતે (ભરી સભામાં) પાંડવોની સ્ત્રી (દ્રૌપદી) ની પ્રતિજ્ઞા, આબરૂ જાળવી. ૩.

નરસિંહ મહેતાની લખી આપેલી હુંડી વહાલે (૧. મારા વહાલા પ્રભુએ; ૨. વહાલવડે; હેતપૂર્વક) શિકારી લીધી જુનાગઢના દરબારમાં પ્રેમપૂર્વક તેમને ફૂલહાર (આણી) આપ્યો.

શામળશાહ સંતે શ્રી કૃષ્ણ પ્રભુના જ્યારે જ્યારે કાલાવાલા કર્યા ત્યારે વિશ્વના આધાર રૂપ પ્રભુ આવીને તેમને ભેટયા, મળ્યા; ને ગીરધર ભટને રોકડા રૂપીઆ ગણી આપ્યા. ૪.

કુબેર પાસેથી નવનીધ, લઇને પુષ્કળ દોલત આપી સુદામાજીનાં દુઃખ મારા વહાલા પ્રભુએ કાપ્યાં. (વા) તાંદુલ લઇને નવનીધ, પુષ્કળ દોલત આપી મારા વહાલા પ્રભુએ સુદામાજીનાં દુઃખ ટાળ્યાં. (જુઓ પાઠ ૫ મો) ['લઇને'ની આગળ 'તાંદુલ' અધ્યાહાર માનવાથી બીજો અર્થ વ્યુત્પન્ન થાય છે.] મારા વહાલા પ્રભુએ તેમને માટે સોનાના મહેલો બનાવી દીધા; જાણે બીજી દ્વારકા નગરી સોંપી. ગરીબની દયા જાણીને તેનું (સુદામાનું) દળદરજ મટાડી દીધું. ૫.

હે મહારાજ-પ્રભુ! આ વખતના અમારી વિનંતી કબુલ કરશોજી. શરણે, આશરે આવે તેને બચાવી લેજો, ને તમારી બાંહે ઝાલ્યાથી આબરૂ જાળવજો. આપનો સેવક ધીરોભકત કહે છે કે હે નાથ, મારે તુંજ ધણી છે. હે પ્રભુ, તમારી સાથે મારે હેત બંધાયું છે. ૬.

વિશેષ હકીકત—નરસિંહ મહેતો.

હુંડી વિષે-પૂર્વ દેશના ચાર અજાણ્યા સાહુકારને દ્વારકા જવું હતું. તેમણે જુનાગઢમાં ચારસો રૂ.ની હુંડી લખાવવા તજવીજ કરી. પ-તો ન લાગ્યો ત્યારે મશ્કરીમાં કોઇએ મહેતાજી પાસે મોકલ્યા. મહેતાએ ના કહી, છતાં અતિ આગ્રહ કર્યો તેથી 'શામળશાહ' શેઠના નામથી તે લખી આપી. દ્વારકા ગયા પછી તપાસ કરતાં એ નામનો કોઇ સાહુકાર ન મળ્યો, ત્યારે થાકીને ગામ બહાર જઇ બેઠા. ભગવાને જાણ્યું કે મારા નામ પર લખી આપી છે તેથી જો તે લોકો નિરાશ થઇ પાછા જશે તો મારૂં નામ વગોવશે, આથી સાહુકારનું રૂપ ધરી વાણોતરને ખભે રૂ. ઉપડાવી પેલાઓ પાસે જઇ પૂછ્યું તે શામળશાહને કોણ ખોળે છે? બધી હકીકત સાંભળી રોકડા રૂ. ગણી આપ્યા અને મહેતા પર જવાબ લખી આપ્યો કે આવી હુંડીઓ તમે રોજ લખતા રહેજો ને અમે રોજ શીકારતા રહીશું. પછી પોતે આગ્રે જઇ અંતર્ધ્યાન થઇ ગયા.

હાર આપ્યો તે વિષે—જૂનાગઢના માંડલિક રાજાના દરબારમાં મહેતાજીપર એવું તહોમત મૂકવામાં આવ્યું કે તે શૈવ માર્ગનો ઉચ્છેદ કરે છે, વૈષ્ણવ માર્ગ પ્રવર્તાવે છે, ને સ્ત્રીઓ સાથે કૃષ્ણને નામે રાસ રમે છે, માટે એને દેશનિકાલ કરવો જોઇએ. રાજાએ સિપાઇઓ મોકલી પકડી મંગાવ્યાથી તેઓ ગયા. દરબાર સમક્ષ તેમને કપડાં

આપવામાં આવ્યો; ત્યારે મહેતાજીએ પંડિતોને કહ્યું કે ભક્તિ રસનો સ્વાદ તમે શું જાણો ? તમે તો પાનાં પુસ્તકની ખોડખાંપણ જોયા કરો વગેરે કહ્યું. તેથી તેમને ખોટું લાગ્યું ને મહેતાજી ખોટા ભગત છે એમ ઠરાવવા સારૂ એવો ધારો ગોઠવ્યો કે એક બંધ ઓરડામાં ઠાકોરજીને પુષ્પમાળા પહેરાવી બીજા ઓરડામાં તેમને ગોંધી બારણે તાળું મારવું; જો ઠાકોરજી આવીને મહેતાજીને હાર પહેરાવી જાય તો ખરા ભગત ગણવા. પંડિતો જાણતા હતા કે નરસિંહ મહેતાને પ્રભુ હાજરાહજુર છે અને જ્યારે મહેતાજી કેદારો રાગ ગાય છે ત્યારે તેમને પ્રત્યક્ષ દર્શન આપી સહાય કરે છે; પણ મહેતાજીએ કેદારો રાગ સાધુ જમાડવાને પૈસા લઇ બીજાને ત્યાં ગીરો મુકેલો છે, તેથી તે ગાઇ શકશે નહિ ને સવારે રાજા બારણું ઉઘાડશે, ત્યારે મહેતાજીના ડોકમાં હાર નહિ જોવાથી તરત દેશનિકાલ કરશે. રાત્રે મહેતાએ પ્રભુની સ્તુતિ કરી, છેવટ કંટાળીને મહેણા દેવા માંડયાં. પ્રભુને ચિંતા થઇ ત્યારે નરસિંહ મહેતાનું રૂપ લઇ રાત્રે બાર વાગે જેને ત્યાં કેદારો રાગ ધરાણે મુકેલો તેને ત્યાં જઇ રોકડા રૂપીઆ ગણી આપી ભરપાઇ લખાવી લીધી ને કાગળ લઇ મહેતાને પુરેલા તે ઓરડાના છાપરામાં કાણું પાડી અંદર નાખ્યો ને વાંચી મહેતા ખુશ થયાને કેદારો રાગ ગાયો કે પ્રભુએ પ્રત્યક્ષ દર્શન આપી ફૂલહાર મૂર્તિના ગળામાંથી આણી મહેતાની ડોકમાં પહેરાવ્યો. સવારે બારણું ઉઘાડયું ત્યારે સર્વ દરબારીઓની ખાતરી થઇ ગઇ; ને તહોમત મૂકનાર નિરાશ થઇ ગયા.

**પાઠ ૧૬.**

લોકપ્રિય=લોકોની પ્રીતિવાળો; પ્રજાપ્રિય
ધર્મિષ્ઠ=ધર્મમાં પ્રીતિવાળો; ભક્ત.
ધાર્મિક=ધર્મ સંબંધી.
ઉત્સવ=તહેવાર; ઓચ્છવ.
રુચી=ગમી; પસંદ પડી; ફાવી.

મક્કમ=અડગ; દૃઢ; કાયમ.
મુંઝવણ=ગુંચવણ, મુસીબત; ગભરામણ.
ક્ષેમકુશળ=સુખરૂપ; વગર અડચણે.
ધર્મનિષ્ઠા=ધર્મપર પ્રીતિ; ધર્મમાં આસક્તિ; ધર્મમાં લીન; ધર્મમાં મશગુલ રહેવું તે.
દાસત્વ=દાસપણું; ચાકરી; સેવકપણું; ગણોતીઆગીરી.
પદ=સત્તા; અધિકાર; પાયરી; પદ્વી.
સ્વતંત્ર ખેડુત=જમીનદાર; વતનદાર.
વિદિત=જાણ; જાહેર.
સમર્પિત=અર્પિત; અર્પણ; આપી દીધેલું; બક્ષીસ કરેલું.
ભૂતસમય=ગએલો વખત.
ન્યાયને ઊંચો મૂકયો હોય=અન્યાય કર્યો હોય; ન્યાય વિરૂદ્ધ વર્ત્યો હોઉં.
સત્યનિષ્ઠ=સત્યમાં લીન; સત્યમાં મશગુલ રહેનાર.
અતિસ્તુતિ=ઘણાં વખાણ; હોય તે કરતાં વધુ ગુણવાન.
ચઢતી ભરતીએ=ભરતીનું પાણી ચઢવા માંડયું તે વખતે.
આજ્ઞાભંગ=હુકમનો અનાદર કરવો તે
સત્તાધીશની મગરૂબ આંખે=રોફભેર; સત્તાધારી જેમ મગરૂબીથી જુએ તેમ.
તત્ત્વ=મૂળ વસ્તુ; પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ એ પાંચ તત્ત્વ કહેવાય છે.
પાર્થિવ=પૃથ્વીનો (વિશે૦)
ક્ષુલ્લક=હલકું; નીચું.
મુકુટ=માથે પહેરવાનો સુંદર કિંમતી, કલગીવાળો તાજ; શિરબંધ.

પ્રશ્ન–૧ ખેડુત, રાજા, અને દરબારીઓની પ્રકૃતિ તથા વર્તન ઉપરથી શો બોધ લેશો ?

૨ વ્યાવહારીક રીતે શિખામણ દેવા માટે રાજાએ શું ઉપાય યોજ્યો તે ટુંકમાં કહો.

## પાઠ ૧૭.

અષ્ટાવક્રાખ્યાન=અષ્ટ=આઠ+વક્ર=વાંકું આઠે અંગ વાંકાં છે; આઠ પ્રકારે

+આખ્યાન=ચરિત્ર; હકીકત; કથા.

વાંકો છે, તેની કથા.

ઉદ્દાલક=એક મુનિ; ઋષિનું નામ છે.

અધ્યયન=અભ્યાસ; ભણવું તે.

ઉદર=પેટ.

વક્ર=વાંકો.

અષ્ટધા વક્ર=અષ્ટ=આઠ+ધા=રીતે; પ્રકારે. વક્ર=વાંકો. આઠ પ્રકારે વાંકો

પ્રસવ=પ્ર+સૂ=જન્મ આપવો; જણવું

વિત્તોપાર્જન=વિત્ત=લક્ષ્મી; દ્રવ્ય+ઉપાર્જન=મેળવવું; અર્જધાતુ=પ્રાપ્ત કરવું=પૈસો પેદા કરવો; ધન કમાવું તે.

વરુણ=જળના દેવતા; ઈંદ્ર,

વાદવિવાદ=સવાલજવાબ; પ્રશ્નોત્તર. ચર્ચા; સામાસામા બોલવું.

હોડ=સરત.

અનુચરો=સેવકો; ચાકરો; અનુ=સાથે; પાછળ+ચર્=ચાલવું; જવું =પાછળ જનાર.

માતામહ=માનો બાપ; દાદો; વડીલો; આજો.

ભ્રાતા=ભાઈ.

વિદિત કરી=જણાવી; જાહેર કરી.

ખોળ=શોધ; તપાસ.

દ્વારપાળ=દ્વાર=બારણું; આંગણું+પાળ=સાચવનાર; રક્ષક. દ્વારરક્ષક;

દ્વિજશ્રેષ્ઠ=ઉત્તમ બ્રાહ્મણ; બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ.

વૃદ્ધત્વ=ઘરડાપણું; ઘડપણ.

ગ્રહે=કબુલ કરે.

ખપે=ગણાય.

વરદી=ખબર; સમાચાર; હકીકત; સંદેશો.

સ્તુતિ=વખાણ; એથી ઉલટું; નિંદા.

પ્રાર્થના=કંઇ માગવું તે.

પશ્ચાત્તાપ=પસ્તાવો; વિમાસણ.

જનક=સીતાના પિતા; મિથિલા નગરીના રાજા; રામચંદ્રજીના સસરા થાય. તેઓ વિદેહી કહેવાતા એટલે શરીર છતાં તે ન હોય તેવી રીતે સદાય બ્રહ્મપરાયણ રહેતા હતા.

બ્રહ્મજ્ઞાન=પરમેશ્વર સંબંધીની માહિતી; ઇશ્વરને ઓળખવાનું જ્ઞાન.

બોધ=સમજણ; ઉપદેશ.

**સમજુતી**—વાળ સફેદ થવાથી ઘડપણ આવ્યું એમ માણસ કબુલ કરે નહિ; પણ જ્ઞાન મળેથી નાના હોય તે પણ જગતમાં મોટા ગણાય છે.

પ્રશ્નો—૧ અષ્ટાવક્ર અને કહોળના વર્તન ઉપરથી શો બોધ લેશો ?

૨ વંદિના વર્તન ઉપરથી શું સમજવાનું છે ?

૩ ખરૂં ઘડપણ કોને ગણુશો ?

૪ અષ્ટાવક્રનાં અંગો સીધાં શી રીતે થયાં ?

## પાઠ ૧૮.

યુવક=જુવાનીઓ; જુવાન પુરુષ.

સંપત્તિવાન=ધનવાન; પૈસાદાર; માતબર

ગરાસીઓ=રજપૂતની એક જાત; પરાક્રમના બદલામાં જેને થોડી જમીન જાગીર વંશપરંપરા ગુજરાન માટે મળી હોય તે.

ભવિષ્યદર્શક=ભવિષ્ય બતાવનાર; ભાવી કહેનાર.

સૂચનો=સુચવે એવું લાગે તે; જણાવે એવું.

અજબ=આશ્ચર્યકારક; નવાઇ ઉપજાવે એવી.

દર્શન=દેખાવ; નજરે જોવું તે; ચિતાર.

ઉદ્દેશ=હેતુ; આશય; સબબ.

આનંદદાયક=આનંદ આપે એવી.

વિવિધ=જાતજાતનાં.

ચિત્તાકર્ષક=મનને હરી લે એવાં.

ચિત્ત=મન+આકર્ષક=ખેંચનાર. કૃષ્-કર્ષ=ખેંચવું+એક પ્રત્યય.

ધારીધારીને=ટીકીટીકીને; નિહાળી નિહાળીને.

કમનસીબે=વાંકી દશાએ.

યોજ્યો=ગોઠવ્યો.

વાસ્તવિક=ખરૂં.

લક્ષ=ધ્યાન.

યુક્ત=યોગ્ય.

કાકતાલીય=અણધારી રીતેજ; એક કામ કરતાં બીજું કામ બની જાય; કાગડો બેસતાં અચાનક તાડ પડી જાય તે.

ન્યાય=રીત.

અપચિહ્નો=ખરાબ ચિહ્ન.
અનિષ્ટ=માઠું; ખોટું; ખરાબ,
માંગલિક=કલ્યાણકારી.
લગ્ન=અવસર.
લાભકારક=ફાયદો કરનારૂં.
પરિસીમા=હદ; અવધિ;

સાર-ખરી રીતે જોતાં શુકન અપશુકન તરફ માણસે ઝાઝું લક્ષ આપી તેને મોટું રૂપ આપવું, કાગનો વાધ કરવો એ વ્યાજબી નથી; કેમકે કાગનું બેસવું ને તાડનું પડવું, એ રીતે કોઇ કોઇ વાર અપશુકન થયા પછી તેને અનુરૂપ નુકશાન થવાથી વહેમ પેસી જાય છે કે અપશુકન થયા છે તેથીજ આમ થયું છે. માણસને વહેમ મારે ને વહેમ જીવાડે. શ્રદ્ધાથી એકજ જાતના વિચારો કર્યા કીધાથી તેનું ચોકકસ પરિણામ થાય છેજ; માટે અશુભ વિચારોનું સેવન ન કરવું એજ વ્યાજબી છે. ઘડિઆળમાં ટકોરા થાય છે, ત્યારે ઘણી વખત ઘણા માણસો ઘણી જાતના વિચાર કરતા હોય છે; તે બધાંજ સત્ય તે પાર પડે એવા નથી હોતા, છ. અનુકૂળ પડે તે વ્યક્તિ તરતજ બોલી ઊઠે છે કે જુઓ, 'સતનો ટકોરો પડયો,' 'અક નામ સાહેબ' આવી રીતે કેટલાક વહેમ નિયમ રૂપે પેસી જાય છે તેથી આગત્યના કામમાં પણ મન તરંગથી વિલંબ થાય છે. વળી દરેક શુભકાર્યમાં મુહૂર્ત અનુસાર ક્રિયા કરવામાં આવે છે છતાં દરેક તેવા કાર્યનું સરખી રીતે સારૂજ પરિણામ આવે છે ખરૂં ? માટે ફળની તૃષ્ણા છોડી ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી વહેમ લાવ્યા સિવાય સઘળાં કામ સારી રીતે કરવાં. ભવિષ્ય મિથ્યા થતું નથી, તો શા માટે તેને મિથ્યા કરવાને સારાં શુકનો શોધવાની મુર્ખાઇ વાપરવી ?

પાઠ ૧૯.

મિષ્ટ=મીઠાં; ગળ્યા.
અંશે=ભાગે.
મોરિશિયસ=આફ્રિકાને પૂર્વ કિનારે

આવેલો ખંડસ્થ બેટ.

વેસ્ટઈંડિઝ=પશ્ચિમ હિંદુસ્તાન; કોલંબસ હિંદુસ્તાન શોધવા જતાં આ ટાપુઓમાં આવી પહોંચ્યો ને એનેજ હિંદુસ્તાન ધારી લીધું. તે પછી ભૂલ માલમ પડી ત્યારે યુરોપી લોકોએ પોતાના દેશની પશ્ચિમે આવેલા આ ટાપુઓને વેસ્ટ ઈંડિઝ નામ આપ્યું; ને પૂર્વે આવેલા હિંદુસ્તાનને ઇસ્ટ ઈંડિયા નામથી ઓળખવા લાગ્યા.

ઇસ્ટ=પૂર્વ. ને વેસ્ટ=પશ્ચિમ. ટાપુ બેટ. આ બેટો અમેરિકા ખંડના મધ્યભાગમાં એટલે ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે આવેલા છે

ગાંઠા=પેરાઇના છેડા; સાંધા.

ગુચ્છો=જથો.

પાકપર=પાકવા ઉપર.

પીસવામાં=પીલવામાં.

પાશ્ચાત્ય=પશ્ચિમના; એથી ઉલટું પૌર્વાત્ય=પૂર્વના. 'પશ્ચિમાત્ય,' પાશ્ચિમાત્ય એ ખોટા શબ્દ છે.

રવિકિરણ=સૂર્યકિરણ.

અતિસૂક્ષ્મ=ઘણા ઝીણા.

ફ્રાન્સ, જર્મનિ, નેધર્લેંડસ, રશિયા, ઑસ્ટ્રીઆ=આ બધા યુરોપખંડમાં આવેલા દેશો છે.

બીટ=સુરણ, રતાળુની માફક એ નામનો કંદ છે,

કાપ=કાપો; ઘા; ચીરો; છેદ.

પ્રશ્નો-૧. ખાંડ કયા કયા પદાર્થોમાં હોય છે, અને તેમાંના કયા કયા પદાર્થોમાંથી તે બનાવવામાં આવે છે?

૨. હલકી તથા સારી ખાંડ અને ગોળ બનાવવાની રીત કહો.

૩. શેરડીના છોડનું વર્ણન કરો.

**પાઠ ૨૦.**

પ્રકૃતિ=સ્વભાવ.

કોટિ=કરોડો.

વિરોધ=સામા થવું; ઉલટું.

વૃથા=ફોગટ.

દેહદશા=શરીરની હાલત.

પાલટે=પલટાય; ફેરવાય; ફરે.

પ્રકાર=પ્રકાર

| | |
|---|---|
| પેખો=જુઓ. મેલે=છેડો. | પુચ્છ=પુંછડું. |
| કાળપ=કાળાપણું; કાળાશ. | ટેક=નિશ્ચય. |
| કાજળ=મેસ. | અંતરે=મનમાં. |
| શ્વેત=સફેદ; ધોળા રંગ. | કેશવ=કેશવરામ કવિ. |
| શ્વાન=કુતરૂં. | કરુણા=મયા: મહેરબાની. |

પ્રાણ નેં પ્રકૃતિ સાથે જાય છે. જુઓ પાઠ ૧૩ મો.

કરોડો ઉપાયો કરીએ તોપણ પડેલી ટેવ ટળતી નથી. તેને દીધેલી બધી શિખામણો નકામી જાય છે; તેમજ બધો વિરોધ બધું સામા થતું નકામું જાય છે. શો લાભ થાય છે ? કશોજ નહિ. ૧.

વાત, વિચાર વગેરે તો કોઇપણ દહાડો ફરે-બદલાય છે; દેશ અને વેશ પણ બદલાય છે ને શરીરની સ્થિતિ પણ પલટાય છે. આમ આખું આવરદા વહી જાય છે; પણ પડેલી ટેવ ટળતી નથી. ૨.

વિદ્યાકાળને હોશિયારી કોને ખપમાં આવે છે ? જેવું બી તેવુંજ ફળ પેદા થાય છે તે પરિણામ જુઓ:-કેમકે પડેલી ટેવ ટળતી નથી. ૩.

પારસમણિની સોબતથી કટાર (લોખંડની મટી જઇને) સોનાની થઇ જાય છે, પણ તેની ધાર, આકારને પ્રહાર (મારવાનો ગુણ) ક્યાં જતાં રહે છે ? સ્વભાવ બદલાતો નથી; કેમકે પડેલી ટેવ ટળતી નથી. ૪.

કોલસાને દૂધથી ધુઓ તોપણ તે પોતાની કાળાશ કેમ કરીને મુકી દે ! એજ રીતે મેસ પણ સફેદ થતી નથી એવું અનુભવથી સમજાય છે ;-કેમકે પડેલી ટેવ ટળતી નથી. ૫.

પાણી ઠંડું છે, અગ્નિ ગરમ છે, નાગ ઝેરનું ઝાડ ગણાય છે; તેનું ઔષધ મોટા પહાડો ખોદી નાખો તોપણ મળતું નથી;-કેમકે પડેલી ટેવ ટળતી નથી. ૬.

કુતરાનું પુછડું સીધું કરવા ગમે તેટલાં બધનો બાંધો, તોપણ તે સીધું થતું નથી, (ને સીધું કરવાનો) નિશ્ચય નિષ્ફળ જાય છે, કેમકે પડેલી ટેવ ટળતી નથી. ૭.

માટે મનમાંથી બધા શોક છોડી શ્રી ભગવાનને ભજો. કેશવલાલ કવિ કહે છે કે પરમેશ્વર દયા લાવે એવું ધ્યાનમાં રાખવું, મનમાં ધારવું. કેમકે પડેલી ટેવ કદી ટળતી નથી. ૮.

'કેશવ હરિ'માં આ કવિનું આખું નામ આવી જાય છે; કેશવલાલ હરિરામ ભટ્ટ. એની કવિતાઓ 'કેશવકૃતિ' તરીકે જાણીતી છે.

પાઠ ૨૧.

પ્રથમ દૃષ્ટિએ=પહેલી નજરે; ઉપલક દૃષ્ટિએ.
સજીવ=જીવવાળી.
વિચિત્ર=આશ્ચર્યકારક.
અવડ=વસ્તી વગરની; વપરાશ વગરની
છિદ્ર=કાણું; વેહ.
નરમાશથી=ધીમેથી; શાંત રીતે.

પ્રશ્નો–૧. ચામાચેણુ અને ઉંદરમાં ફરક કેટલો?
૨. દેવળોના ઘુમટમાં એ શાથી જોવામાં આવે છે?
૩. પ્રાણીઓનું લોહી એ શી રીતે મેળવે છે?
૪. એ કંઇ જાતનું પ્રાણી છે? એ સૌથી વધુ કોને ખપમાં આવતી હશે? ને તે શા માટે?
૫. હિંદુસ્તાન અને અમેરિકાની ચામાચેણુનો મુકાબલો કરો.

પાઠ ૨૨.

જાત પર ભાત=સારી જાત હોય તો સારી ભાત પડે ને નબળી જાત હોય તો નઠારી ભાત પડે આ કહેવત 'લુગડાં'ના સંબંધમાં જેટલી લાગુ પડે છે તેટલીજ માણસના સંબંધમાં પણ લાગુ પડે છે. સારા નબળા સંસ્કાર પડવાનો આધાર જાત કજાત ઉપર અવલંબિત છે.

પ્રાચીન=ઘણા જુના; એથી ઉલટું અર્વાચીન.

ભંડાર=ખજાનો.

સંતુષ્ટ=રાજી.

ખોટ=ઊણપ; અધુરાપણું.

ગતિ=સદ્ગતિ; મોક્ષ, મરણ પછી સારે માર્ગે જવું તે; મુક્તિ; ઉદ્ધાર.

શાસ્ત્રકાર=શાસ્=આજ્ઞા કરવી+ત્ર; કર, કાર=કરનાર; ધર્મશાસ્ત્ર રચનાર. એજ પ્રમાણે લોહકાર (લુવાર) કુંભકાર (કુંભાર)

દત્તકપુત્ર=દા=આપવું દત્+ત ભૂત કૃદંતનો પ્રત્યય=દત્ત=આપેલો+ક પ્રત્યય. જેને પુત્ર ન હોય તેણે બીજાના પુત્રને તેની ખુશીથી સ્વીકારી પોતાનો પુત્ર કરવો તે તેનો આપેલો હોવાથી દત્તક પુત્ર કહેવાય છે. ભાઇ કે પિતરાઇનો છોકરો દત્તક લઇ શકાય; બેનનો છોકરો દત્તક લેવાય નહિ.

મુહૂર્ત=સમય; સંજોગ; કાળ.

યથાવિધિ=વિધિ પ્રમાણે; યોગ્ય રીતે; નિયમ પ્રમાણે એના જેવા શબ્દો યથોચિત, યથાયોગ્ય, યથાવકાશ, યથાશક્તિ,–અવ્યયીભાવ સમાસ છે. પહેલું પદ અવ્યય છે.

વ્યવસ્થા=ગોઠવણ.

કાળક્રમે=વખત જતાં; વખતના વહેવા સાથે.

રાજ્યતંત્ર=રાજવહીવટ.

સંસ્કાર=છાપ; મનપર બેઠેલી અસર.

મશગૂલ=મચ્યો પચ્યો; તલ્લીન.

ઉદાર પ્રકૃતિનો=મોટા મનનો.

વિચારતો=માનતો; ગણતો.

લેખવતો=લક્ષમાં લેતો; ગણતો; મનમા લાવતો.

પ્રસવ=જન્મ; જણવું તે.

વધામણી=ખુશખબર.

સગર્ભા=ગર્ભવાળી; બે જીવવાળી; દહાડાવાળી; મહીનાવાળી.

પુત્ર પ્રસવ=છોકરો જન્મવો તે.

ભાખ્યું=કહ્યું. ભાખ્=બોલવું.

ફાળ પડી=ધાસકો પડયો; ચિંતા થઇ પડી.

સુખનો સૂર્ય અસ્ત પામ્યો=સુખ આથમ્યું; સુખનો અંત આવ્યો; સુખ પુરૂં થયું.
ઉદય=ઉત્=ઉંચે. (ઉપસર્ગ છે) +અય=જવું, ઊગવું તે.
અભિલાષા=ઇચ્છા લષ=ઇચ્છવું.
ઘોળાયા=ઘું ટાયાં; ઉત્પન્ન થયા; આવ્યા કીધા.
પ્રબળ=બળવાન.
વધ કરવાનો=મારી નાખવાનો.
સત્વર=જલદી.
ખાનદાન=ખાનપાન તેમજ પુણ્યદાનમાં સારા વહેવારવાળું; ખવરાવી પીવરાવી બે પૈસા આપી જાણનાર; ઉદાર; ખુનીયાત; મોટા ઘરનું; સજ્જન,

પાઠ ૨૩.

પ્રસવ્યો=જન્મ્યો,
કાંતિ=સ્વરૂપ.
અતિપ્રવીણ=ઘણો હોશિયાર; કુશળ ને ચાલાક.
જલસો=મેળાવડો.
તીરંદાજો=બાણ મારવામાં કાબેલ; તીર મારવામાં હોશિયાર; બાણાવળી.
આયુધાગાર=( આયુધ=હથિયાર+ આગાર=ઠેકાણું. ઉદા૦ શસ્ત્રાગાર; જલાગાર) હથિયાર મૂકવાનું સ્થળ.
ઘોડાર=ઘોડા બાંધવાની જગા. હયશાળા; અશ્વશાળા.
ચકિત=અચંબો પામેલા.
આરૂઢ થઇ=બેસી.
ઉદ્‌ગાર કર્યો=મોઢેથી બોલ્યા.
તેજસ્વીપણું=પ્રભાવ; પ્રતિભા; શહે.
સૌજન્ય=સુજનતા; સલુકાઇ.
તમાશો=ખેલ; રમત.
ધમાલ=ગરબડ; ધાંધાટ; અવ્યવસ્થા; [illegible]મેલ.
મેદની=ઠઠ; ટોળું; ભીડ
સટકી ગયો=નાસી ગયો; જતો રહ્યો.
જીવમાં જીવ આવ્યો=કાળજું ઠર્યું; જીવને ટાઢકવળી; જીવ હેઠે પડયો; જીવ ઠેકાણે આવ્યો; શાંતિ થઇ; કળવળી.
છાટીફાટ=ઘણું જ; હૃદય ભેદક, છાટી ફાટી જાય એટલું.

વિસ્મિત=આશ્ચર્ય ચકિત; વિસ્મય પામેલો.
વત્સ=પુત્ર; છોકરું; વહાલું બાળક.
સજ્જ થએલો=તૈયાર થએલો.
પણ=ટેક; સોગંદ; અડક; નિયમ; નિશ્ચય.
તત્ક્ષણ=તેજ ક્ષણે; તેજ ઘડીએ તે ને તેજ પળે; તરતજ; તત્કાળ.
અગાધ=ઘણું ઊંડું; ઘણું ઘાડું.
કઠ્ઠડાને=સખત.
પર્ણકુટી=પાંદડાની ઝુંપડી; મઢુલી.
તપસ્વી=તપ આચરનાર ('વિન્' એ પ્રત્યય છે; એવાજ શબ્દ-યશસ્વી, મનસ્વી=ડાહ્યો પુરુષ. પયસ્વિની=દુધાળી ગાય)
અભિવંદન=નમસ્કાર.

પાઠ ૨૪.

અગાધ=પુષ્કળ.
પ્રતિજ્ઞા=પણ; ટેક.
સિદ્ધિ=કંઇપણ પ્રાપ્ત કરવાની શકિત.
અસાધ્ય=નહિ સિદ્ધ કરી શકાય એવું. બનવા અથવા મળવા યોગ્ય નહિ હોય એવું.
વિપત્તિ=પડચણ; દુ:ખ; સંકટ.
મુકત થવાનો=છૂટવાનો.
દર્શાવો=બતાવો; દેખાડો.
આશીર્વાદ=દુવા; સારૂં થાય એવી ભાવના.
અદ્દભુત=નવાઇ પમાડે તેવી.
શંખ, પરવાળાં=દરીઆમાં રહેનારાં પ્રાણીઓનાં ઘર
અકલિત=કળી શકાય નહિ એવી; સમજી શકાય નહિ એવું.
માહાત્મ્ય=મહાત્માપણું; મોટાઇ; પ્રતાપ; પ્રભાવ; ઐશ્વર્ય.
પ્રકાશિત=ચળકતાં.
વિસ્મય=નવાઇ; આશ્ચર્ય; અચંબો.
મન ન ઘાલતો=જીવ ન ઘાલતો; મન પરોવતો નહિ; એ સંબંધી વારંવાર વિચાર કરતો નહિ.
લોપી=ઓળંગી; તરછોડી.
ચલિત=ચળેલું; ચંચળ.
અપરાધ=ગુનો; વાંક.
નવલખી=નવ લાખની કિંમતનું.
અમૂલ્ય=કિંમતી; જેનું મૂલ્ય થઇ શકે નહિ એવું.

### પાઠ ૨૫

મગરૂબી=ગૌરવ; અભિમાન
બંધબેસ્તો=અનુકૂળ; માફકસર; સાથે શોભે એવો.
પોશાક=પહેરવેશ.
ગમગીન=દિલગીર; શોકાતુર; ઉદાસ.
શોધ=તપાસ; ખોળવું તે.
પત્તો=ઠેકાણું; ભાળ.
મુખમુદ્રા=મોંની સીકલ; ચહેરાનો દેખાવ; મોઢાની છાપ.
છક=આશ્ચર્યચકિત.
તૃપ્ત કર્યું=શાંત કર્યું; વાળ્યું.
નિર્ગમન કર્યા=ગુજાર્યા; ગાળ્યા.

**સાર**—સારી જાત પર મારી ભાત પડે. પ્રભાસેન ઉંચકુળનો હોવાથી આપકર્મી નીવડયો ને પોતાના પરાક્રમથી પિતાનું વેર વાળી રાજ્ય પણ પ્રાપ્ત કર્યું. નીચ જાત કનકસેનને લાંબા વખતે પણ પોતાના સંસ્કારની અસર જાગી ઉઠી ને દુષ્ટ બુદ્ધિ સૂઝી રાજકુટુંબમાં લાંબો વખત થયાં છતાં તેનું છેવટ આવું આવ્યું; જ્યારે પ્રભાસેન જંગલમાં શુભ સંસ્કાર પ્રાપ્ત કરી સરવાળે સુખી થયો.

### પાઠ ૨૬

ફાળ=ધાસ્કો; ફીકર
હૈયામહીં=મનમાં
તરુ=ઝાડ
હસ્ત=હાથ
જખમ=ઘા
ક્રૂર=ઘાતકી; નિર્દય
હસ્તે=હાથે
કિંતુ=જરાપણ
કળ=કળતર
પાસ=પાસે
શ્રદ્ધા=વિશ્વાસ; પતીજ
ગત થઇ=ગઇ
સામર્થ્ય=જોર

**સમજણી**—ને પંખીડાની ઉપર પથરો ફેંકતા ફેંકી દીધો, પણ અરરર! તે તો છુટ્યો તેથી મનમાં ધાસ્કો પડયો. અરર! તે પથરો તેના શરીરપર લાગ્યો અને તેથી શ્વાસ બંધ થઇ જતાંમાં પાંખ ઢીલી-

કમતાકાત થવાથી તે ઝાડપરથી નીચે પડયું. (૧) મેં જેને પાળ્યું તે મારાજ હાથથી તરફડીને મરે ! તેથી ધડકતે દીલે તેના પર પાણી છાંટયું, તો પણ તે ઊડી શકયું નહિ પણ ઘાતકી હાથે શરીરને જખ્મ કરેલો તે કયાંથી ઊડે ! ઓહો ! તેનું છેક કોમળ હૃદય તેથી તે કયાંથી ઊડે ! (૨) આહા ! જરા કળતર ઉતરી ને આંખ તો ઉઘડી, પણ એ મરી જશે કે જીવશે તે કોણ જાણી શકે ! પણ અહાહા ! ફરીથી મધુર ગમતાં ગીત ગાવાને અને આ વાડીના મીઠાં ફળો ચાખવાને માટે જીવ્યું. (૩) અરરે ! પણ કોઇ દિવસ જરા પણ મારી પાસે ફરીને નહિ આવે, અને આવે તોપણ મારાથી બી બીને ઊડી જવાને ઇચ્છતુ. અરરે વિશ્વાસ ઊડી ગયા પછી કોઇ કાળે વિશ્વાસ આવે નહિ. લાગેલા જખમને ભૂલી જવાને કાંઈ સામર્થ્ય નથી. (૪)

### પાઠ ૨૭.

એસ્કિમો=એ નામની ધ્રુવની નજીકના ઠંડા મુલકમાં વસનારી એક ઠીંગણી જાત. સૈબેરિયાનો ઉત્તર ભાગ, કેનેડાનો ઉત્તર ભાગ, વગેરે મુલકમાં એની વસ્તી છે.

સ્લેજ=હોડીના આકારની ગાડી

ચિરાડા=ફાટ; ખો; વકાશ

કૃત્રિમ=બનાવટી એથી ઉલટું કુદરતી

દિવાલ=ભીંત

અર્ધવર્તુળાકાર=અર્ધગોળ; અડધાગોળા જેવા આકારનું

પાત્ર=વાસણ

માંસહારી=(માંસ+આહારી=ખાનારા =માંસ ખાનારા) એથી ઉલટું વનસ્પતિ+આહારી—વનસ્પત્યાહારી; ફળાહારી; શાકાહારી

ડુંટી=નાભિ; પેટ અને પેઢુની વચ્ચે દેખાઇ આવતો ખાડો

કેશ=વાળ; માથાના વાળ; ચોટલો

મગરૂબ=અભિમાની; ગર્વિષ્ઠ; અહંકારી

ભરાઉ=ઘટ;ગુચ્છાદાર; પુષ્કળ હોય તે

છુંદણાં=શરીરપર કૃત્રિમ રીતે પાડેલી; છુંદેલી લીલી ભાત. સ્ત્રીઓ વાલોળના પાંતરાનો રસ ચામડીપર મૂકીને સોયથી ટોચ ટોચ, છુંદ

છુંદ કરી પેલો રસ માંહે ઉતારે, પછી સુકાવા દે એટલે ત્યાં તેવું ટપકું પડી રહે છે. આવા ઘણાં છુંદણાં છુદી નામ, આકાર કે ચિત્ર પણ પાડે છે. ઘણે ભાગે સ્ત્રીઓજ છુંદણાં છુદાવે છે, કાઠિઆવાડમાં એ રિવાજ વધુ પ્રચલિત છે.

ગ્રીનલૅંડ=એ નામનો અમેરિકાના ઉત્તર ભાગમાં મોટો બેટ છે, તેમાં થોડી થોડી લીલોતરી થાય છે, તેથી આવું નામ પાડયું છે.

**પ્રશ્નો**—૧. એસ્કિમો જાતનું રહેઠાણ કયું ? ૨. તેમની ઘર બાંધવાની રીત કહો. ૩. તેઓ ખોરાક, દીવો, વાહન, વસ્ત્ર અને હજામતની બાબતમાં શું કરે છે ? ૪. પુરુષો તથા સ્ત્રીઓના શરીરનું વર્ણન કરો. સ્ત્રીઓ શરીર શોભાવવા શું કરે છે ?

### પાઠ ૨૮

મકરસંક્રાંત=ઉત્તરાયણ; ઉતરાણ; સૂર્યનું ઉત્તર દિશા તરફ વળવું તે મકરમાં જવું તે.

સંક્રાંત=થએલું; પેસેલું.

શોખીન=શોખવાળો

ચગાવવા=ઉડાવવા

ધર્મિષ્ઠ=ધર્મપર આસ્થા વાળા

પર્વ=તહેવાર; ધર્મ કરવાનો દિવસ.

દરમિયાન=વચલા વખતમાં

દક્ષિણાયન=સૂર્યનું દક્ષિણ દિશા તરફ વળવું તે.

રાશિ=સૂર્યને ફરવાને માર્ગ.

ધનુર્=કામઠું

મકર=મગર

કામજોગું=ખપ જેટલું.

ફરજ=ધર્મ; કામ

મેષ=ઘેટું; મેઢું

વૃષભ=આખલો

મિથુન=જોડું

કર્ક=કાચબો

તુલા=ત્રાજવું

વૃશ્ચિક=વીંછી

કુંભ=ઘડો

મીન=માછલું

**સવાલ**—મકર સંક્રાંત એટલે શું ? મકર સંક્રાત કયે દિવસે આવે છે ? રાશિ એટલે શું ? રાશિ કેટલી છે, અને તે કઈ કઈ ?

**સૂચના**—પાઠ ૨૮ મો છપાએલો તેને બદલે ૨૯ મો જોઈએ ૨૯ ને બદલે ૩૦, ૩૦ને બદલે ૩૧ એ મુજબ ૩૮ પાઠ સુધી એકેક પાઠ વધારે સમજવો.

૩. તેઓ ખોરાક; દીવો, વાહન, વસ્ત્ર, અને હજામતની બાબ-
તમાં શું કરે છે?

૪. પુરુષો અને સ્ત્રીઓના શરીરનું વર્ણન કરો; તથા સ્ત્રીઓ
શરીર શોભાવવા માટે શો ઉપાય કરતી હશે?

પાઠ ૨૮.

ડીંડવાં=જીંડવાં; શીંગ; ફળ.

અળસીનાં બીજ=એમાંથી તેલ નીકળે છે, તે અળસીઉં કહેવાય છે. વળી એની પોટીસ મરાય છે; એટલે કે ગુમડું પકવવાને સારૂ વચ્ચે કપડું રાખી તેના ઉપર બાંધીને એ બાંધવાના ખપમાં આવે છે.

પીસવાથી=પીલવાથી.

વિકાસ=ફેલાવો; વધવું તે.

સહી=સહન કરી; વેઠી.

મુખ્યત્વે=ઘણું કરીને.

મરદ=આદમી; પુરુષ.

તંતુ=તાર.

વર્ગ=જથા; વિભાગ; નાના મોટા જુદા પાડવા તે.

પંજેટી=શણ સાફ કરવાનું દાંતાવાળું ઓજાર.

પ્રશ્નો–૧. શણનો ઉપયોગ કહો.

૨. એને વાળવાની તથા તાર તૈયાર કરવાની રીત શી?

૩. બીજ પકવવામાં અને શણના તાર પકવવામાં ફેર શો?

૪. ઉંચા પ્રકારનાં વસ્ત્ર શેમાંથી બને છે?

પાઠ ૨૯.

શહેનશાહ=રાજા; ઝાર.

રાજનગર=પાટનગર; રાજધાનીનું શહેર.

પીટર્સબર્ગ=સેંટ પિટર્સબર્ગ; એ નામનું યુરોપી રૂશિઆનું રાજધા-નીનું શહેર તે હાલનું પેટ્રોગ્રેડ.

ફરમાવ્યું=હુકમ કર્યો; તાકીદ કરી; સૂચના આપી.

બાંહેધરી=જામીનગીરી; બોલેલું

પાળશો તેની ખાતરી માટે સાનમાં મુકેલી વસ્તુ.
જયનાદ=જય થાઓ એવો પોકાર
શાસન=શિક્ષણ; કવાયત; તાલીમ; હુકમ.
ખ્યાલ કરાવ્યો=જણાવ્યું; દેખાડી આપ્યું.
તાલીમ=કવાયત; શિક્ષણ; કેળવણી; અનુભવ લેવો તે.
અતિપ્રસન્ન=ઘણોજ રાજી.
અમલદારમાત્ર=એકે એક અમલદાર; દરેક અધિકારી.
પ્રમાણિકપણું=સચ્ચાઇ; નીતિથી ચાલવું તે; ખરી રીતે વર્તવું તે; સારી વર્તણુક.
કુતૂહલ=આતુરતા; જિજ્ઞાસા; હોંસ; અચંબો; ઉત્કંઠા; વિસ્મયતા.
ટગરટગર=એકી નજરે; વગર બોલે ચાલે સ્થિર થઇને જોયા કરવું તે; સ્તબ્ધપણે.
ખોપાળું=પોકળ; ખોટાઇ; કોંટાઇ; ભરમ; અંદરની પોલ; ખાલીદમ.
હલકટપણું=છાલકાપણું; અછકલાપણું; નીચતા.
શરમિંદા=લજવાએલા; ભોંઠા; શરમાયલા તે.

**સાર**–મોટા રાજા સરખા પણ જો મોટાઇ ન રાખતાં, સત્તા ન ચલાવતાં પ્રામાણિક રીતે વર્તે તો હાથ નીચેના અમલદારોને સુધારી શકે અમલદારો પર નજર ન રાખે તો તેઓ બગડે; અને રાજાનીજ દાનત ભ્રષ્ટ હોય તો અમલદાર વર્ગની આપખુદીનું પૂછવુંજ શું ? માટે નાના મોટા દરેક પ્રમાણિક રીતે વર્તવાની ટેવ રાખી કોઇના ઠપકામાં ન આવવું; અને મોટાઓએ આમ યુક્તિથી, ધાકથી નહિ પણ પ્રેમથી નાનાઓને સુધારવા, એ ભવિષ્યની જીંદગી સુધારવાનો સર્વોત્તમ ઉપાય છે. નાનાઓએ પણ માયાળુપણે અને પ્રમાણિકતાથી વર્તવાની ટેવ રાખવી કે જેથી કોઇ દિવસ પણ તેમનાથી મોટેરાને તેમના અપ્રમાણિક વર્તન માટે નીચું જોવાનો વખત ન આવે. છોકરાંઓએ નાનપણથીજ પુરતું લક્ષ આપવું જોઇએ.

પાઠ ૩૦.

વિશેષતા=ખાસ ગુણ: ખાસિયત.
પેચો=સ્ક્રુઓ; આંટા ચઢાવાય એવા દોરા પાડેલા ખીલા.
સ્ટીલપેનો=(સ્ટીલ=પોલાદ; ઉત્તમ કેળવેલું લોઢું+પેન=નીબ; કલમ.) હોલ્ડરમાં ભેરવવાની ચાંચ; સ્ટીલ. +ટ્રંક=પેટી; ઉત્તમ કેળવેલા લોઢાની પેટી તે સ્ટીલટ્રંક.
ખાણ=જમીનની અંદર ઉંડો ખોદેલો ખાડો. खन्=ખોડવું. ભૂગર્ભ= જમીનનું પેટું; તેમાંથી ખોદી કાઢેલા પદાર્થ તે ખનીજ–પદાર્થ; અને જેમાંથી ખનીજ પદાર્થો નીકળે તે (તે પદાર્થની) ખાણ કહેવાય.
ઘડતર=હથોડો ને એરણના ઉપયોગથી ઘડીને તૈયાર કરેલી; ઘડેલી;
બધિઆર=ચારે તરફથી બંધ; અંદર દાખલ ન થવાય એવું.
લોહચુંબક=(લોહ=લોઢું+ચુંબક= ખેંચનાર)લોઢાને ખેંચવાનો જેમાંના ગુણ છે એવું લોઢું.
સાકચી=એ નામનું શહેર લોખંડના મોટા કારખાનાને માટે પ્રખ્યાત છે. એનું નામ 'જમશેદપુર' પાડવામાં આવ્યું છે; કેમકે 'જમશેદજી નસરવાનજી તાતા' ની સાહસિકતાને લીધે આ સ્થળે મોટામાં મોટું કારખાનું નીકળ્યું અને તેને અંગે કામ કરનારાં માણસોને રહેવાનું એ નાનું સરખું એક શહેર વસ્યું છે.
સાહસિક=હિંમતવાળા.
સ્મારક=યાદગીરી.
સમૃદ્ધિ=ધન દોલત; વૈભવ; આબાદી;

પ્રશ્નો–૧. લોઢાની ઉત્પત્તિ કયાં કયાં છે?
૨. કેટલા પ્રકારનું લોઢું બનાવાય છે, તથા તેને શી રીતે શુદ્ધ કરે છે તે કહો.
૩. લોહચુંબક, પોલાદ અને ભરતર લોઢાનો ઉપયોગ કહો.
૪. સાકચી વિષે શું જાણો છો?

૫. ખનીજ પદાર્થોની નાનકડી યાદી બનાવો ને તેમાં ધાતુઓ કઇ કઇ છે તે સ્પષ્ટ કહો.

૬. 'લોઢું અને કોલસાની ખાણુ જેમ પાસે પાસે તેમ દેશ વધારે સમૃદ્ધ થાય છે' એ નિયમ દાખલો આપી કારણુ સાથે સમજાવો.

## પાઠ ૩૧.

ફૂલ્યો=અભિમાનથી ભરેલો.

ભૂલ્યો=તારા આત્માનું કલ્યાણુ કરવાનું ભુલી ગયો; ચૂક્યો.

ભવકૂપ=સંસારરૂપી કુવો; સંસાર સમુદ્ર; ભવસાગર.

હાથે ચડયો=હાથમાં આવેલો; મળેલો.

સર્યું=પાર પડયું; સિદ્ધ થયું; સફળ થયું.

લાજ=આબરૂ.

વાંકી મૂછ પર વાટ ઉઠી=મૂછ નકામી ગઇ;
વાટ=દીવેટ;

નરકની વાટે=નરકને રસ્તે.
વાટ=રસ્તો; માર્ગ.

સંચર્યો=ચાલ્યો; ગયો.

મિથ્યા=ફોગટ; નકામી.

જનુની=જન્મ આપનારી સ્ત્રી; માતા

ધર્યો ન ધર્યો=ધર્યો તે ન ધર્યા જેવો નીવડયો; વ્યર્થ ગયો.

અવતાર=(અવ=નીચે+તૃ=તરવું; ઉતરવું.) જન્મ લેવો તે.

ધિક્=ધિક્કારને પાત્ર; નિંદવા યોગ્ય.

શાને=શા માટે; શા કારણુથી; શું કરવા.

મમતા=મમત્વ; અહંતા; અહંકાર.

મૂક=છોડ; પરિત્યાગ કર.

પરી (પરિ)=દૂર; વેગળી; આઘી.

સરજનહાર=સર્જનાર; ઇશ્વર.

સફળ=ફાયદાવાળો; લાભકારી.

સરસ=ઉત્તમ; ચઢિઆતો.

હે જીવ, તું અભિમાનથી ભરેલો શું ફરે છે? તું તારા આત્માનું કલ્યાણુ ભુલીને સંસાર રૂપી કુવામાં પડયો છે, સંસારમાં મચ્યો પચ્યો રહે છે; આત્માનું કલ્યાણુ કરતો નથી; ને આ મનુષ્ય દેહરૂપી મણિ હાથે આવેલો છે તે તેં ખોયો છે. ૧.

તું સમજે છે કે મારા જેવો ડાહ્યો કોઇ નથી; જીવન કેવું ટુંકું છે; પળવારમાં મરણ આવીને ઉભું રહે છે તેનો તું વિચાર કરતો નથી. તું ડાહ્યો થઇને આ દુનિયામાં ફરે છે, તેણે તારૂં શું કામ પાર પડવાનું છે? તું એમ સમજ્યો નહિ કે ઘડીકમાં જવું છે, પછી આબરુ શી રીતે રહેશે? જ્યારે તું જમ રાજાના મૃત્યુના-કબજામાં સપડાય છે, ત્યારે તારૂં ડહાપણ જણાઇ જાય છે. તને તારી મુર્ખાઇનું ભાન થાય છે. ૨.

વાંકડી. ફાંકડી મુછડી પર દેવતા મુકાયો; દીવેટની માફક સળગી ગઇ; મૂછ નકામી ગઇ; તારો ગર્વ નકામો ગયો. સંસારમાં રચ્યા પચ્યા રહી કુકર્મો કર્યાં તેથી નરકને માર્ગે ચાલ્યો; નરકે જવાનું થયું. માતાની કૂખમાં, ઉદરમાં ભારરૂપ થયો. જન્મ ધર્યો તે ન ધર્યા જેવો થયો-મિથ્યા ગયો. માટે હજીપણ અહંકાર તજી, મુર્ખાઇ છોડી જાગ્રત થા; હવે મરણ પાસે આવ્યું છે માટે સમજ. ૩.

ઘણી દોલત મળી કે મોટાં ઘરબાર મળ્યાં તેથી શું થયું! તે નચિંત થઇને પરમેશ્વરને ભજ્યા નહિ તેથી તારા જીવતરને ધિક્કાર છે! તારા જીવવાને પણ ધિક્કાર છે; પરમેશ્વરે તને શા સારૂ જન્મ આપ્યો છે? ૪.

માટે હે જીવ, મારી શિખામણ લઇ તું અહંકારને ઓધો કર, છોડી દે, પરિત્યાગ કર; પછી પરમેશ્વરનુ સ્મરણ કરીને જન્મ સફળ કરી લે. ધીરો ભક્ત કહે છે કે (ઇશ્વરનું ભજન કર એટલે) તું સૌથી સરસ નીવડશે એમ કહેવાઇશ. ૫.

પાઠ ૩૨. | એક ભાગ; મોગોલ લોકોનો દેશ.
મોંગોલીઆ=ચિનાઇ રાજ્યનો ઉત્તરનો | મોંગલ=બહાદુર.

દિવાલ=ભીંત; કરો.
મિનારા=બુરજો.
ગૌરવ=મોટાઇ.
દર્શાવવા=બતાવવા.
સમક્ષ=(સં=સાથે+અક્ષ=આંખ:) આંખ આગળ; નજર આગળ.
ઉષ્ણ=ગરમ
શીતલ=ટાઢું.
હોઆંગ હો=પીળી નદી. એ નદી પુષ્કળ પીળી માટી ખેંચી લાવે છે માટે એવું નામ પડ્યું છે.
હોઆંગહાઇ=પીળો
હોઆંગટી=પીળો.
સાહિત્ય=પદાર્થો; ચીજો; જણસો.
પ્રવીણ=કુશળ; હોશિયાર.
પેગોડા=મંદિર; મૂર્તિનું ઘર.
તાર્તર=તાતાર; તાતારના રહેવાશી લોકો; એ નામની એક ઇસ્લામી પ્રજા.
ભોજનાલયો=વીસીઓ; (ભોજન=જમવું તે+આલય=ઠેકાણું,=ભોજન કરવાનું ઠેકાણું.
મહત્ત્વના=અગત્યના; ખાસ જરૂરી.
ભરચક=ભરપુર; જોઇએ તેટલું; ખીચોખીચ ભરેલું; પુષ્કળ; ભરપટ્ટે; ગીચ.
જાહેર ચોગાનો=સર્વોપયોગી ખુલ્લી જગાઓ.
ખિચોખીચ=ગીચ; ભરચક; ભરપુર; અત્યંત પાસે પાસે.
પરિચારકો=સેવકો; નોકરો.
ચિત્રિત=ચિત્રવાળું; ચિત્રેલું.
ગભીર્યસૂચક=હાવકાપણું સુચવનાર. (ગભીર+ય+સૂચક)
મુંડિત કેશવાળા=માથું મુંડાવેલા; સંન્યાસી જેવા.
ધર્મિષ્ઠ=ધર્મપર પ્રીતિવાળા.
પ્રચાર=ફેલાવો.
લામા=બુદ્ધ સાધુ.
લ્હાસા=બ્રહ્મપુત્રા નદીપર આવેલું ટિબેટનું મુખ્ય શહેર.
મના=મનાઇ.

### પાઠ ૭૩.

લિપિ=દરેક ભાષામાં અક્ષરો લખવાની રીત, કે તે અક્ષરો.
ચિત્રાત્મક શબ્દો=ચિત્રોથી શબ્દ

સમજાય છે. શબ્દ સૂચનારાં ચિન્હો.
વ્યાપાર સૂચક=ધંધો બતાવનાર; તે દુકાનમાં શું શું વેચાય છે તે જણાવનાર; જાહેર ખબરવાળું.
કરિયાણું=ગાંધીવટાનો સોદો; ગાંધીને ત્યાં વેચાતી ચીજો.
વરખ=સોના રૂપાનાં બારીક ઝીણાં પાનાં.
ઊંટવૈદું=ભણ્યા વગર વૈદું કરવું તે.
ખુરદો=પરચુરણ સામાન; નાણાનું પરચુરણ પણ ખુરદો કહેવાય છે.
હવાઇ=હવામાં ઉંચે જઇ ફૂટનાર બાણ જેવું દારૂ ભરેલું ફોડવાનું કાગળનું દવાખાનું.
દંડવત્=દંડની માફક.
મગરૂર=અભિમાની.
લાંછન=એબ; કલંક; નામોશી; ડાઘ.
કૃત્રિમ=બનાવટી; હસ્તકૃત; હાથની બનાવેલી.
સ્વાભાવિક=કુદરતી.
વિકાસ=વૃદ્ધિ.
પ્રચાર ફેલાવો.
નાબુદ=નાશ પામેલો; તદ્દન બંધ; નિર્મૂળ.
મિતાહારી=માપ પ્રમાણે ખાનારી; માફકસર ખાનારા.
પ્રકૃતિ=સ્વભાવ.
આચાર=ચાલ; રિવાજ.
દૃઢતા=અડગપણું.
પૂર્વજ=પહેલા જન્મેલા; ઘરડાગરડા.
ફિલસુફ=તત્ત્વજ્ઞાની; વિદ્વાન.
બંધારણ=બાંધણી, ચણતર; મંડાણ. કૉન્ફ્યૂશીઅસના જે ઉપદેશ તે પાયો છે, અને તે ચીના લોકોના ધર્મ વિચારો છે.
તત્ત્વ=સાર.
ચિત્તશુદ્ધિ=મનની પવિત્રતા.
રૂઢિ=લાંબા વખતથી ચાલતા આવેલા રીતરિવાજ; ચાલુ વહીવટ; શીરસ્તો.
પ્રજાસત્તાક=જેમાં પ્રજાની સત્તા છે. રૈયતના હાથમાં અગત્ય છે એવું. એથી ઉલટું. રાજાસત્તાક=જેમાં રાજાની સત્તા ચાલે છે તે. રાજા પ્રજાસત્તાક=રાજા અને પ્રજાની ભેગી સમાન સત્તાથી ચાલે છે તે
સ્થિરતા=શાંતિ.

પ્રશ્નો–૧. ચીના લોકોના શરીર, પહેરવેશ, સ્વભાવ અને મુખ્ય ધંધા વિષે ટુંક માહિતી આપો.

૨. ચીના સ્ત્રીઓનુ વર્ણન કરો.

૩. ચીનાઇ શહેરો, ભાષા તથા લિપિ વિષે શું જાણો છો ?

૪. ચીના લોકોના મોજશોખ તથા ધાર્મિક વિચારો ઉપર લાભહાનિની દૃષ્ટિએ વિવેચન કરો.

૫. રાજ્યતંત્ર કેટલા પ્રકારનું હોય છે તે વ્યાખ્યા આપી સમજાવો.

### પાઠ ૩૪.

ઍબિસિનિઆ=ઇજિપ્તની દક્ષિણે આવેલો સ્વતંત્ર દેશ. આફ્રિકાનું સ્વીટ્‌ઝર્લાંડ પણ કહેવાય છે; કેમકે તેમાં પહાડ સરોવરો ને પુષ્કળ ઝરા છે.

અવલોકન=બારીક તપાસ; બધી રીતે તપાસીને જોવું તે. लुक्=જોવું.

સર્વસ્વ=બધો પૈસો; ઉત્તમમાં ઉત્તમ મેળવવાની વસ્તુ.

દિવ્ય=દેવતાઇ; સ્વર્ગીય.

માનવીભૂમિ=મનુષ્યલોકની જમીન; દેશ; મુલક.

પરિશ્રમ=પ્રયત્ન; મહેનત.

વ્યર્થ=ફોગટ; નકામો; નિષ્ફળ,

અર્થાત્=એટલે; મતલબ કે.

અપરિમિત=અપરંપાર; પુષ્કળ; માપ નહિ કરી શકાય એટલું अ+परि (બે ઉપસર્ગ)+मा=માપવું ઉપરથી મિત=માપેલું.

પરિમિત=ગણ્યાં ગાંઠયાં; માપેલાં.

કામના=વાસના; ઇચ્છા; આશા; તૃષ્ણા.

નીર્મ્યું=નક્કી કર્યું; મુકરર કર્યું; ઠરાવ્યું.

સદ્ધંધો=સદ્=સારો+ઉદ્યોગ=ધંધો. સારો ધંધો.

સદ્+ઉપદેશ=સદુપદેશ=સારો ઉપદેશ. 'સત્'નું 'સદ્' થયું છે.

તૃપ્ત થવું=શાંત થવું; સંતોષ પામવો,

સંપત્તિ=ધનદોલત; વૈભવ.
સહ્ય=સહન કરી શકાય તેવું; સહેવા ખમવા યોગ્ય. એથી ઉલટું અસહ્ય.
દુણાયા=બળ્યા; સીઝયા; દાઝયા; મનમાં બળ્યા કે મુઝાયા કરવું તે; નારાજ થયા (કરે).
ઘુંટાયા=વારવાર ફર્યા (કરે).
આશાવાદી=હંમેશાં આશા પર આધાર રાખનારાં. આશાવલંબિત
નિરાશાવાદી=હંમેશાં નિરાશામાં ડુબી રહેનાર
તંદુરસ્ત=નીરોગી.
તંદુરસ્તી=નીરોગીપણું; આરોગ્ય.
પોષનારી=પોષણ કરનારી; વધારનારી.
નિર્વિવાદ=કોઇપણ જાતના સંદેહ વગર; નક્કી; જરૂર; નિઃસંશય
ધૈર્ય=ધીરજ.
ઉકેલી શકાય=કરી શકાય; નીવેડી શકાય; પાર પાડી શકાય.
આત્મબળ=મનની સહન કરવાની શક્તિ.
પ્રવેશ કરી=પેસી; દાખલ થઇ.
વિજયી=જીતેલો; કામ પૂરું કરનારો; પાર પાડનારો; જીતનારો.
અઢળક=ઘણુંજ; પુષ્કળ.
ગમગીન=ડુબેલા; શોકાન્વિત.
અહર્નિશ=(અહર=દિવસ+નિશ=રાત્રિ) દિનરાત; રાતદહાડો; બારે ઘડી ને બત્રીસે પહોર.
લીન=ડુબેલા
ચક્ર=પૈડું.
સ્વલ્પ=(સુ+અલ્પ) ઘણું થોડું.
પ્રવૃત્ત=જોડાયલી; તૈયાર.
અંકુશ=દાબ; કબજો.
પરિણામ=છેવટ; નિકાલ; ફળ; છેડો.
આશાજનક=આશા ઉત્પન્ન કરનાર.

બોધકસાર—માણસનું મનજ સુખદુઃખનું કારણ છે. જેમ કામના ઓછી અને સંતોષ વિશેષ તેમ સુખ વધારે. હંમેશ સદ્ઉદ્યોગમાં મચ્યા રહેવું, જે ફળ મળે તેથી તૃપ્ત થવું ને આનંદમાં રહેવું એ, સુખ મેળવવાને; સહેલો ઉપાય છે. આનંદી થવું હોય તો તંદુરસ્ત થવાનો

પ્રયત્ન કરો. જેથી ધૈર્ય, મોટાં કામ ઉકેલવાની શકિત અને આત્મબળ વધતાં નિરાશા મનમાં પ્રવેશ કરી શકશે નહિ. સુખ આવે ફુલાઇ ન જવું ને દુઃખ પડે તો ધૈર્ય રાખી તેમાં ડૂબ્યાજ ન રહેવું. ક્રોધ પર વિજય મેળવો. નઠારાં પરિણામ માની લેવાની ટેવ છોડો ને આશાજનક પરિણામ જોવાની ટેવ પાડો. વસ્તુની સારી બાજુ જુઓ ને હંમેશાં આનંદી સ્વભાવ રાખો.

પાઠ ૩૫.

નિરિક્ષણ=બારીક નજર; ઘણુંજ ધ્યાન આપીને જોવાની દૃષ્ટિ.
સ્ફુર્તિ=જાગૃતિ.
વાસ=રહેઠાણ.
પરિપકવ=પુરેપુરાં પાકાં.
સ્વાદિષ્ટ=સ્વાદવાળાં; મધુર.
પાન=પીણું, પીવું તે.
નિર્ગમન કરતા=ગાળતા.
પુષ્ટિકારક=શકિત આપનાર.

પ્રશ્નો—૧. બુંદના છોડમાં કયા કયા ગુણ છે? તેમાંના કયા કયા ગુણો સૌથી પ્રથમ જાણમાં આવ્યા, અને તે શી રીતે? (સ્ફૂર્તિ અને શકિતનો ગુણ બકરાંઓની કૂદાકૂદ પરથી જડયો હતો)

૨. એ છોડનું મૂળ તથા હાલનું રહેઠાણ કયું તે કહો.

૩. છોડનું વર્ણન કરો. એનો કયો ભાગ પીવાના કામમાં ઉપયોગી છે?

૪. બુંદ તથા પીવાની કોફી શી રીતે તૈયાર કરશો?

૫ હિંદુસ્તાનમાં બુંદ કયાં કયાં પેદા થાય છે?

પાઠ ૩૬.

ગોવિંદો=ગોવિંદ; શ્રીકૃષ્ણ એ વહાલ વાચક શબ્દ છે.
પ્રાણ=જીવ; જીવ જેવો વહાલો.
જગ=જગત; સંસાર.
ખારો=કડવો લાગ્યો; ભાવે નહિ એવો.

મારો રામજી; મારો ગોવિંદો= અહીં વહાલને લીધે એકવચન વાપર્યું છે. બાળકોને માના ઉપર ઘણુંજ વહાલ હોય છે તેથી તેને 'તું' કહીને બોલાવે છે; ને બાપને 'તમે' કહે છે.

સંતન=સંત; સાધુપુરૂષ.

વાસ=રહેઠાણ

પાસ=પાસે; નજીક

સાથ=સાથે; જોડે.

વિષ=ઝેર

અમૃત=મીઠો પદાર્થ; અમર બનાવે તેવી ચીજ; જે પીધાથી મોત ન આવે તે.

સહાય=મદદગાર

વિશ્વનોનાથ=જગતનોધણી; પરમેશ્વર

સાંઢ=ઊંટ; ઊંટની માદા; એ ઘણી લાંબી મજલ ઝડપથી કાપી નાખે છે.

શણગારજે=તૈયાર કરજે

કોશ=ગાઉ

દોષ=પાપ; પ્રાયશ્ચિત રૂપ

ડાબો મેલ્યો=ડાબા હાથ તરફ રહે એવી રીતે તે પશ્ચિમ ભણી ચાલ્યાં ગયાં તેથી અળગો કર્યો. જે આપણું કહ્યું ન માને તેને 'ડાબો કરી મેલવો'=તેનું નામ ન ન દેવું.

કાંય=કાંઇ; જરાપણ; થોડું પણ

સુષુમ્ણા=સુષુમ્ણા એ એક નાડી છે, તે તાળવું ભેદીને બ્રહ્મદ્વાર સુધી જાય છે, એ નાડીથી ઇશ્વરનું ધ્યાન ધરાય છે, ઊંઘમાં જીવ એ નાડીમાં રહે છે. શ્વાસો-ચ્છ્વાસ ચાલે છે તે વેળા કોઇ વખત ફક્ત જમણા નસકોરામાંથી હવા આવજા થાય છે. આને ઇડા નાડી, સૂર્ય નાડી. અથવા ગંગા વહે છે એમ કહેવાય છે; કોઇ વખત ફકત ડાબા નસકોરામાંથી એ મુજબ થાય છે તેને પિંગ-લા નાડી, ચંદ્ર નાડી, અથવા જમના વહે છે એમ કહેવાય છે. અને જ્યારે બંન્ને નસકોરામાથી સમાન વાયુ આવજા થાય છે, ત્યારે સુષુમ્ણા નાડી-સરસ્વતી

વહે છે એમ કહેવાય છે. એ વખતે ધર્મકાર્ય સિવાય બીજું કશું કરવું નહિ, એવી શાસ્ત્ર મર્યાદા છે. જે તરફ પડખું વાળીને સુઇએ તેની સામી તરફની નાડી ચાલુ થાય છે; અને મન સ્થિર થાય ત્યારેજ સુષુમ્ણા નાડી ચાલે છે. આના ઉપર આખા 'સ્વરોદય શાસ્ત્ર' -શ્વાસોચ્છ્વાસની ગતિ ઉપરથી ફલાદેશ કહેવાની વિધિનો તમામ આધાર છે.

જગજીવન=જગતના જીવનરૂપ; પરમેશ્વર.

નાવલિયો=સ્વામિ

નિર્દોષ=દોષ વગરનો; દોષ રહિત

ચુંદડો=ભાતીગળ; રંગબેરંગી લુગડું

બેરંગી=વિરંગી; રંગ વગરનું.

બેરંગી=ખરાબ; કઢંગું.

બે=ઉલટું ઉદા૰ બે+વકુફ (અક્કલ) બે+ઇમાન (ધર્મ); બે+નસીબ.

કાંબળો=કામળો; ધાબળો; ઊનનું ઓઢણું.

દુજો=બીજો.

ડાઘ=એબ, કલંક

લાડણી=વહાલી;

હજુર=પાસે; સમક્ષ; રૂબરૂ

સધાતે=સોબતમાં

દિલ=મન

ડીલ=શરીર

દૂર=આઘું.

શ્રી કૃષ્ણ અમારો પ્રાણ છે, તેથી મને જગત નકામું લાગે છે, મને મારા શ્રી કૃષ્ણ ગમે છે, બીજો કોઇ મારી નજરમાં આવતો નથી. મીરાંબાઇના મહેલમાં પરમેશ્વરના સંતનું રહેઠાણ છે, કપટી માણસથી શ્રી કૃષ્ણ દુર રહે છે, પણ મારા સંતની તો પાસે રહે છે. (૧)

**સમજુતી**—તમે (ખેપીઆ) "આ કાગળ મીરાં રાણીના હાથમાં આપજો" એમ કહી રાણાજી કાગળ મોકલે છે. તેમાં લખે છે કે હે! મીરાં, તમે સાધુ વેરાગીની સોબત છોડી દો, અને અમારી સાથે

રહો આના જવાબમાં મીરાં કાગળ લખી મોકલે છે કે (આ લો) એને તમે રાણાના હાથમાં આપજો. એ કાગળમાં પોતે લખે છે કે હે ! રાણાજી, તમે રાજગાદી છોડી દઇને સાધુઓની સાથે રહો; (કારણ કે એમાંજ તમારૂં કલ્યાણ રહેલું છે, રાજપાટ કાંઇ કામ આવવાનાં નથી) આ હકીકત બન્યા પછી રાણાએ (ગુસ્સે થઇને) વિષનો પ્યાલો (નોકર સાથે) મોકલ્યો અને કહ્યું કે તમે મીરાંના હાથમાં એ આપજો હાથમાં આપવાનું કારણ એ કે રાણાએ આ તમારે માટે મોકલ્યો છે (લો પીઓ) એ પ્યાલો મીરાં, જેને જગતનો સ્વામી શ્રીકૃષ્ણ પરમાત્મા સહાય છે તે, અમૃત જાણીને પી ગયાં મતલબ કે એ ઝેરના પ્યાલાથી એમને ઝેર ચઢયુંજ નહિ. અમૃત જાણી કહેવાનું તાત્પર્ય એવું કે ઝેર એ અમૃત છે, એવી તેમણે (મીરાંએ) ભાવના કીધી અને પછી ઝેર પીધું; એથી ઝેરના ગુણ નાશ પામી અમૃતના ગુણ ઝેરમાં આવ્યા. આ ઉપરથી દૃઢ ભાવનાનું કેટલું પ્રાબલ્ય છે તે સમજાય છે. આ પ્રમાણે ઝેરનો પ્યાલો રાણે મોકલ્યો એટલે મીરાંને બહુજ માઠું લાગ્યું, અને તેથી તેણે સાંઢવાળાને હુકમ આપ્યો, કે હે સાંઢવાળા તું તારી સાંઢ શણગારજે, કારણકે આપણે સો કોશ જવું છે, હવે રાણા જેણે મને મારી નાખવાની ઇચ્છાથી ઝેરનો પ્યાલો મોકલ્યો, તેના રાજ્યમાં મારે પાણી પીવું એ પાપ છે. અર્થાત્ મીરાંએ પ્રતિજ્ઞા લીધી કે મારે હવે રાણાના રાજ્યનું પાણી પણ પીવું નહિ. આ હુકમથી સાંઢવાળાએ સાંઢ શણગારી, તેનાપર મીરાંએ બેસીને મેવાડદેશ (રાણાનો દેશ) ડાબો મેલ્યો, (ડાબા હાથ તરફ મુકયો, અથવા ત્યાગ કર્યો,) અને તે પશ્ચિમ દિશામાં (દ્વારકામાં) ગઇ. એ પ્રમાણે જેનું સંસારી બાબતમાં

(વિષયમાં) કાંઇ પણ મન નથી તે મીરાં બધું (રાજપાટ, પતિ વગેરે) છોડીને દેશમાંથી નીકળ્યાં. હવે મીરાંએ નવું સગપણ બાંધ્યું, તેનું વર્ણન કરે છે કે જગતમાં અમારી સાસુ સુષુમણા છે, (સુષુમણા એટલે જે નાડીમાં બેઉ નસકોરામાંથી શ્વાસ સરખો આવે તે વખતે નાડી જેવી ચાલે છે તે આ સ્થિતિ લખવાનું કારણ એ કે એ પ્રમાણે સુષુમણા નાડી જ્યારે મનુષ્ય એકતાન થાય ત્યારેજ ચાલે છે; માટે એથી મીરાં એકતાન થઈ હતી એવું સિદ્ધ થાય છે) પ્રેમ એ અમારો સસરો છે, સંતોષ જેઠ છે. મારો દોષ રહિત નાવલીઓ—પ્રાણનાથ-જગજીવન શ્રીકૃષ્ણ પરમાત્મા છે હવે મીરાં કહે છે કે જો હું ચુંદડી ઓઢું તો તે તેનો રંગ કાચો હોવાથી ટપકે અને એથી રંગ બદલાઇને બેરંગ થાય. અર્થાત્ જો હું હવે રાણા ઉપર પ્રીતિ રાખું, તો તે પ્રીતિ તેના તરફ પણ ઢળે; એથી ઉપરની ચુંદડીની પેઠે હુ બેરંગી (બેરંગ-વાળી) થાઉં. એક શ્રીકૃષ્ણ તરફની પ્રીતિ અને બીજી રાણા તરફની પ્રીતિ મારે થાય. આ ઉપરથી સમજાય છે કે મીરાંએ વેરાગણના વેશનો શ્વાંગ લીધેલો અને ચુંદડી પડતી મૂકેલી કારણકે જો ચુંદડી ઓઢે તો તે રાણાની સ્ત્રી તરીકે ઓળખાય, અને એથી તે (મીરા) બેરંગી ઉપર કહ્યું તેમ થાય, આથી તેમ ન થાય માટે તે કહે છે કે હું કાળો કામળોજ ઓઢું કે જેથી બીજો કોઇ જાતનો મને રાધજ ન લાગે. મર્માથ એવો છે કે વેરાગણ થાઉં. તો મને રાણાની સ્ત્રી તરીકે ઓળખતા બંધ પડે. છેવટે કહે છે કે હરિની લાડણી—માનીતી સ્ત્રી મીરાં સંત સાધુની પાસેજ રહે છે, કારણ કે તેને સાધુઓ સાથે ઘણો સ્નેહ (પ્રીતિ) છે; અને પેલા કપટીથી (રાણાથી) તેનું દીલ (મન) દૂર છે, અર્થાત્ તેના ઉપર તેને બીલકુલ પ્યાર નથી.

પાઠ ૩૭.

સુએઝ=અરબસ્તાનની અને ઇજિપ્ત વચ્ચે હાલ જે નહેર છે તે.

ઇજનેર=બાંધકામ માટે નકશા વગેરે તૈયાર કરનાર.

ઇજિપ્ત=આફ્રિકાખંડની ઉત્તરે નાઇલ નદીવાળો ભૂમધ્ય સમુદ્ર પાસેનો પ્રદેશ; મીસર.

સંયોગીભૂમિ=(સં (ઉ)+યુજ=જોડાવું ઉપરથી યોગી=જોડાયલી+ભૂમિ= પૃથ્વી) જમીનના બે મોટા ભાગને જોડનારો જમીનનો નાનો ભાગ. એથી ઉલટું સામુદ્રધુનિ=સમુદ્રના બે મોટા ભાગને જોડનારો સમુદ્રનો નાનો ભાગ. ધુનિ=ખાડી.

પરવાનગી=રજા.

ખુલ્લી મુકાઇ=વપરાસમાં લેવાની છૂટ આપી.

રાજમાગ=ધોરી રસ્તો.

પરસ્પર=એક બીજા વચ્ચે.

કબુલાત=કરાર; શરત; ઠરાવ.

ઘેરી લેવી=કબજે કરવી; આંતરી લેવી.

એકત્રિત=એકઠી; ઘણા ભાગો એકઠા મળીને બનેલી.

સલ્તનત=સામ્રાજ્ય. મોટો રાજા તે સમ્રાટ—સમ્રાજ, તેનો અધિકાર તે સામ્રાજ્ય.

હંકારવા=ચલાવવા.

વાંધો=અડચણ; મુશ્કેલી.

અપવાદ=સામાન્ય નિયમનો જેમાં ભંગ થયો હોય તે; અનુત્સર્ગ= સામાન્ય નિયમ.

રમ્ય=રમણિક; આનંદકારી.

એડન=એ નામનું બંદર રાતા સમુદ્રને એક છેડે અરબસ્તાનમાં દક્ષિણ કિનારે આવેલું છે. તેને બાબુલ મક્કા અથવા મક્કાનો દરવાજો કહે છે. એના ઉપર મુંબઇ ઇલાકાના ગવર્નરની દેખરેખ રહે છે. સવિલ સર્વંટોનો વિલાયતથી આવતાં આ બંદરે ઉતરે ત્યારથી તેમનો પગાર શરુ થાય છે.

સમાયાં=ભેગાં મળ્યાં.

પ્રશ્નો-૧. સુવેઝની નહેરના લાભાલાભ સમજાવો.

૨. 'એ નહેર કોઇએ પણ ઘેરી લેવી નહિ' એવી કબુલાત થવાનું કારણ શું હશે ?

૩. એ નહેરનો વિસ્તાર, બાંધણી તથા વપરાશ માટેના નિયમ લખો.

૪. એ કોણે બાંધીને તે કયારે ?

### પાઠ ૩૮.

દ્વીપસમૂહ=(દ્વીપ=બેટ+સમૂહ=જથો) બેટોનો જથો.

દીવાદાંડી=દરીઆમાં ખડક સાથે વહાણ કે આગબોટ અથડાઇ ન પડે તે માટે દીવો રાખવા સારૂ બાંધેલો થાંભલો; દીપમાળ; દીપકસ્તંભ.

ટેવાઇ જવું=મહાવરો પડી જવો.

નિર્ગમન કરતાં=ગાળતાં.

ઉલેચી નાખવા=કાઢી નાખવા.

ધસારાબંધ=જોસભેર; વેગબંધ; ઘણા જોરથી; ઝડપથી.

મોજાં=પાણીની છોળો.

ધુમ્મસ=પાણીની વરાળનો વરસાદ; ધુમાડા જેવું ઠેરઠેર થઇ રહે છે તે. ઘણે ભાગે સૂર્યોદય પહેલાં કે સૂર્યાસ્ત પછી નજરે પડે છે; એને 'ધુમ્મર વરસી' એમ કહે છે.

કપતાન=કેપ્ટન; વહાણનો ઉપરી અમલદાર; ખલાસીઓનો વડો વહાણ હંકારનાર જોખમદાર પુરૂષ

પ્રતિક્ષણે=દરેક ક્ષણે; પળે પળે; પ્રત્યેક પળે; ઘડીએ ઘડીએ; તેજ વખતે.

રક્ષણને અર્થે=બચાવને સારૂ.

ઝપલાવાની=ઝોકાવાની; કુદીપડવાની

હૃદયવેધક=હૈયું ચીરી નાખે એવી.

કીકીઆરી=ચીસ; બૂમ.

આગ્રહપૂર્વક=આગ્રહથી—આગ્રહ જેમાં પૂર્વ છે—આગ્રહથી જેમ તે ક્રિયા થઇ છે તેમ; બહુવ્રીહિ સમાસ છે; આજીજી સહિત.

હૃદયના બળે=લાગણીના જુસ્સાએ; આત્મબળે, અંતઃકરણની શક્તિએ.

અતિ પ્રયાસે=ઘણા પ્રયત્ને; મહામહેનતે

પ્રશંસાપત્રો=વખાણના કાગળ
પ્રસિદ્ધ=જાણીતા
વિનીત=નમ્ર
અનિષ્ટ=ખોટું; ખરાબ.
પરોપકાર વૃત્તિ=પારકાનું ભલું કરવાની ઇચ્છા
શૌર્ય=શૂરાતન
પ્રશંસાને પાત્ર=વખાણને લાયક
સાર્થક=સફળ; જેનું પ્રયોજન સિદ્ધ થયું છે એવું.

## પાઠ ૪૦.

હરામનું=વગર મહેનતનું
દુર્દૈવ=(દુર્=ખરાબ+દૈવ=નસીબ) ખરાબ નસીબ
નિભાવ=ટકાવ; ગુજારો
ગોઠીઆ=સોબતી
રૂચી=ગમી; પસંદ પડી.
માથાફોડ=તકરાર
કાજી=ઇન્સાફ કરનાર

## પાઠ ૪૧.

વેષ=ઢોંગ
દેખાવ=ઢોંગ
કૌતુક=આશ્ચર્ય; નવાઇ
શઠ=લુચ્ચા
ભેદ=છુપું કારણ
અભયવચન=(અભય=બીકવગરનું વચન) જીવને નુકસાન ન થાય એવું વચન
ઇરાદાપૂર્વક=નક્કી વિચાર
હઠીલાઇ=હઠ; જીદ
સમક્ષ=રૂબરૂ; દેખતાં
અપયશ=(અપ+યશ) ગેરઆબરૂ
બહેતર=સારીવાત
જપ્ત=સરકારના કબજામાં
દેશનિકાલ=દેશ બહાર કાઢી મૂકવો તે

## પાઠ ૪૨.

આજ્ઞાધીનતા=(આજ્ઞા+આધીન+તા) તાબે રહેવાનો ગુણ; આજ્ઞા પાળવી તે
અત્યંત=(અતિ+અંત)=ઘણીજ
માર્ગ=રસ્તો
આધીન=તાબે; વશ
વનવાસ=જંગલમાં રહેવું તે
અનુસરી=વર્તી; ચાલી
ઉપનિષદ્=વેદનો અંત્ય ભાગ; જેમાં આત્મા, પરમાત્મા ને જગત ને

તેમના પર પર સંબંધનું જ્ઞાન આપ્યું છે તે
ઉલ્લંઘન કરી=લોપી
દુભવે=નારાજ કરે
આંતરડી=અંતઃકરણ; મન.
કકળાવે=નારાજ કરે
શિષ્ય=શાશન કરવા યોગ્ય
તિરસ્કારે=તરછોડે
અન્ય=બીજા
પ્રાચીન=પહેલાંના
દીક્ષા=કોઇપણ પવિત્ર કામ કરવાની યોગ્યતા મેળવવા માટે જે આરંભનું વ્રત આચરવું પડે છે તે
અધિકાર=યોગ્યતા
વિનીત=નમ્ર; વિનયવાળું
શ્રદ્ધાળુ=આસ્થાવાળા
સંપાદન કરવું=મેળવવું
આજ્ઞાધીન=તાબે રહેનાર; હુકમ પાળનાર.
નિરર્થક=(નિર્+અર્થ+અક)=નકામો; ફોકટ
આડંબરી=ડોળ કરનાર
મિથ્યાભાષી=જુઠું બોલનાર
હાંસી=મશ્કરી
નિષ્ફળ=(નિષ્+ફળ)=નકામો
આમન્યા=મર્યાદા; માન
બળવત્તર=(બલવત્+તર)વધારે બળવાન; જોરાવર;
સ્વચ્છંદી=પોતાની મરજીમાં આવે તેમ વર્તનાર
સર્વત્ર=બધે
અવ્યવસ્થા=ગેરબંદોબસ્ત; અંધેર
અરાજકતા=અંધેર; રાજા ન હોય એવી સ્થિતિ
ગૌરવ=(ગુરુ+અ)=મોટાઇ

**સાર**—બધાએ માબાપ, ગુરુ અને વડીલોની આજ્ઞા પાળવી (૨) સરકારના કાયદાને માન આપી તે મુજબ ચાલવું (૩) આજ્ઞા કરનારે પાળી શકાય એવીજ આજ્ઞા કરવી (૪) પોતે આજ્ઞાધીન થઇ બીજાને દાખલો બેસાડવો.

### પાઠ ૪૩.

જહારે=જ્યારે
ખટ=છ
સાધુ=જ્ઞાની
પરહરી=છોડી
સમરવા=યાદ કરવા
શ્રી હરિ=શ્રી કૃષ્ણ
જોગીઆ=જોગી
જોગ=પરમેશ્વર સાથે મન જોડવું તે
ભોગ=વિલાસ; મોજ
સદગ્રંથ બાંધવા=સારી કવિતા રચવી
પતિવ્રતા=ધણીના હુકમમાં રહેનારી
કંથ=સ્વામી
ચિત્ત ધરવું=મનમાં લાવવું
મર્મ=ભેદ; છુપું કારણ; ભાવાર્થ
અવતરે=જન્મે

## પ્રભાતીઉં.

**સમજુતી**—જ્યારે પાછલી છ ઘડી રાત રહે ત્યારે સાધુ માણસે ઊંઘને છોડી દઇને ઊઠવું અને પરમેશ્વરનું સ્મરણ કરવું, અને તું એક છે, તું એક છે એમ બોલવું. (ટેક) જોગીઆ હોય તેમણે પરમેશ્વર સાથે મન જોડવું અને સંસારીઓએ ઉપભોગ છોડી દેવા. જે વેદીઆ હોય તેમણે ઇશ્વરી જ્ઞાન વિચારવું. જે વૈષ્ણવ હોય તેમણે શ્રીકૃષ્ણનું ભજન કરવું. (ટેક) સારા કવિ હોય તેમણે સારી કવિતા બનાવવી, અને જે દાતાર હોય તેમણે પુણ્ય કરવું; સતી સ્ત્રીએ ધણીને પૂછવું, અને ધણી કહે તે પ્રમાણે ચાલવું. (ટેક) આપણે આપણી ફરજો બજાવવી અને કામનો ઝીણો વિચાર કરી જોવો; નરસિંહના સ્વામીનું (શ્રી કૃષ્ણ ભગવાનનું) પ્રીતથી સ્મરણ કરે તો પુરુષ અથવા સ્ત્રીને બીજો જન્મ લેવો પડે નહિ મતલબ કે મોક્ષ પામે. (ટેક)

### પાઠ ૪૪.

દુરાચારી=ખરાબ ચાલના
પ્રવર્તી=ચાલી
કાયદાનો ભંગ કરતા=કાયદા તોડતા; કાયદાથી ઉલટું કરતા.
રાજદ્રોહ=રાજા પ્રત્યે વેર બુદ્ધિ;

રાજાની સામે પ્રજાને ઉશ્કેરવી, બંડ કરવું, કરાવવું, રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકવાનો, વગેરે રાજ્યની સામા ભારેમાં ભારે ગુના રાજદ્રોહ ગણાય છે.

ઘોર=ભયંકર

ધૃષ્ટ=તરકટ; નિર્મર્યાદ; ઉદ્ધત; ઉછાં છળો

આવેશ=જુસ્સો.

સ્તબ્ધ=આશ્ચર્યથી હાલ્યા ચાલ્યા વિનાના; ચિત્રના જેવા સ્થિર

ગાંભીર્ય=ગંભીરતા; સહનશીલતા

દબદબો=માન; મરતબો.

આડે=વચ્ચે

મરતબો=ગૌરવ; મોટાઈ

ન્યૂનતા=( ( ન્યૂન+તા ) ઘટાડો; ઓછાપણું

કૃપાદૃષ્ટિ=મહેરબાનીની નજર

દુર્વ્યસની=ખરાબ ચાલનો; નઠારાં વ્યસનવાળો

કુચ્છંદી=નઠારી લતમાં પડેલું

ખલેલ=હરકત

પ્રતિષ્ઠા=ગૌરવ; મોટાઇ, આબરૂ

લાલપીળા=ગુસ્સે

ગંભીરતાપૂર્વક=ગંભીરાઇથી

મક્કમ=ડગે નહિ એવો; દૃઢ

પ્રતિનિધિ=બીજાને બદલે કામ કરવા નીમાએલો અધિકારી

દુર્વિનય=(દુર્+વિનય)=અનીતિ

આજ્ઞાભંગ=હુકમ માનવો નહિ તે

મુદ્રા=ચહેરો

શસ્ત્ર=હથિયાર

નિવેદન કરી=જણાવી; જાહેર કરી

ધનિક=પૈસાદાર

નમુનેદાર=નમુના લાયક

**સાર**—ન્યાયની દૃષ્ટિમાં રાજા ને રંક, ધનિક ને દરિદ્ર, મોટા ને નાનો સર્વ સમાન છે.

### પાઠ ૪૫.

આખ્યાન=જેમાં કથા કહેલી હોય તે

ચંદ્રવંશી=ચંદ્રના વંશમાં જન્મેલો

કંટક=કાંટા

ભ્રમર=ભમરો; મધમાખ

ગુંજન=ગણગણ

સૌંદર્ય=ખૂબસુરતી; શોભા
અગ્નિકાર્ય=અગ્નિની પૂજા
તાપસી=સાધ્વી; તપ કરનારી સ્ત્રી
સ્વમાન=સન્માન
પ્રયોજન=સબબ; કારણ
ઉપાસના=સેવા
કલ્યાણિ=કલ્યાણ કરનારી
વૃત્તાંત=હેવાલ
આસકત=મોહીત; પ્રેમમાં પડેલો.
અર્થાત્=મતલબ કે
ધર્મજ્ઞ=ધર્મ જાણનાર
વિરકત=વિરાગી; સંસારમાંથી જેનું મન ઊઠી ગયું છે એવા
આત્માઘાતી=આત્માને હણનાર; પોતાના કલ્યાણનો વિનાશ કરનાર
તીવ્ર=ભારે
વિઘ્ન=હરકત
આકર્ષ્યું=ખેંચ્યું
શકુંતલા=(શકુંત=પક્ષી+લા=ગ્રહણ કરવું)=પક્ષીઓએ ગ્રહણ કરી માટે શકુંતલા કહેવાઇ
ગાંધર્વ લગ્ન=વરકન્યા પોતે પોતાની મેળે એક એકને વરી લગ્ન કરે તે
ભર્તા=ધણી
પુરોહિત=ગોર
વિધિપુર:સર=શાસ્ત્રમાં બતાવેલી રીત પ્રમાણે
અભિનંદન આપી=અનુમતિ આપી જે થયું તે માટે પોતાની ખુશી બતાવી

## પાઠ ૪૬.

ક્રીડા=રમત; ખેલ
મુષ્ટિપ્રહાર=મુઠ્ઠીથી મારવું તે
સર્વદમન=બધાંને દમે-વશ કરે એવો
વત્સે=દીકરી
યુવરાજ=ગાદીનો વારસ;
પટ્ટરાણી=મુખ્ય રાણી
દેશવટો=દેશનિકાલ; દેશ બહાર કાઢી મૂકવું તે
પાદ=પગ; ચરણ
હિતકારક=ભલું કરનારા
આરાધન=પૂજા
ચિરકાલ=લાંબી મુદત
અનુજ્ઞા=રજા; પરવાનગી
અનિષ્ટ=ખોટું; નહિ ઇચ્છાવા યોગ્ય

સર્યાં=વળ્યાં
યૌવરાજ્ય=યુવરાજ
પ્રતિપાલન કરો=પાળો; તે પ્રમાણે વર્તો
શીલ=સદાચરણ
આકાશીવાણી=બોલનાર દેખાય નહિ એવી આકાશમાં સંભળાતી વાણી

પાઠ ૪૭.

અનંત=ઘણું જ; પારવગરનું
વાત્સલ્ય=(વત્સ=છોકરૂં તે ઉપરથી વત્સલ+ય=વાત્સલ્ય=પ્રેમ,) વત્સલતા=છોકરા ઉપર હોય તેવું વહાલ
ખોયા=ગુમાવ્યા
દુર્બલ=બળહીન; શક્તિ વગરનો
દીન=ગરીબ; રાંક
નિરાશ=નાઉમેદ; આશા વગરનો
બળેલો=સંતાપ પામેલો; દુઃખથી સેકાઇ ગએલો
રોયા=રડી પડયા
પંકનિમગ્ન=પંક=કાદવ+નિમગ્ન=ડુબી ગએલા (પાપરૂપી) કાદવમાં ખુંચી ગએલા
ચરણો=પગ
જખમો=ઘા
લોહ્યા=લૂછયા; સાફ કર્યા.

કાન્તઃ મણિશંકર રત્નશંકર ભટ્ટ બી. એ. સ્વર્ગસ્થ કવિ કલાપીના સન્મિત્ર કાઠિઆવાડમાં લાંબો વખત ઉંચો ઓદ્ધો ભોગવી જુદા જુદા ધર્મોનું સંશોધન કરતા તથા અનુભવ, લેતા એ કવિરત્ન અચાનક અલોપ થઇ ગયા છે. એમને 'કાન્ત' કરતાં 'કલાન્ત' કવિ કહેવા વધારે ઉચિત ગણાય; કેમકે 'કલાન્ત' =દુઃખી; અને એમનું હૈયું હંમેશાં દુઃખથી સીઝયા કરતું હતું તે સદર્હુ કાવ્યથી સ્પષ્ટ દીસી આવે છે. એમણે 'કલાપીનો કેકારવ' પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરી તથા અવારનવાર પોતાનાં કાવ્યો રજૂ કરી ગુર્જર-સાહિત્યમાં સુંદર અભિવૃદ્ધિ કરી છે.

**સમજુતી**—હે પ્રભુ પિતા, હે પરમેશ્વર બાપજી, આવા તો (અતિશય કરૂણાળુ) મેં આપનેજ જોયા, આવા તો મેં આપનેજ દીઠા. ઘણા વખતથી મેં નહોતા ભાળ્યા તેથી મેં તો એમજ માનેલું કે ખરેખર, મેં આપને ગુમાવી દીધા છે. હે પ્રભુ પિતા, ફક્ત આપનેજ મેં આવા તો જોયા.

લાંબા વખતથી સુખોની પરંપરા અનુભવતો હતો એટલે આપના દયાળુ કૃત્ય રૂપી માયા ભર્યા ઉપકાર દર્શનના અભાવે મેં એમજ માનેલું કે તમે મારી પાંસેથી ચાલ્યા ગયા છો અને હું તમારા વગરનો, તમને ખોઈ બેઠેલો, એકલોજ પડયો છું, પણ આ સંકટ સમયે મેં અચાનક તમારા ઉપકારનો આસ્વાદ ઓળખ્યો ને બોલાઈ જવાયું કે હે હે પ્રભુ પિતા, આપનેજ મેં આવા તો જોયા. અનેક જન્મોથી હું આપને શોધતો આવ્યો છું, પણ આપના દર્શન થતાં નથી, તેથી મેં નિશ્ચિત માની લીધેલું કે ખરેખર હું આપને ગુમાવીજ બેઠો છું, પણ આજે જ જાણ્યું કે જ્યાં છો ત્યાંથી પણ—

બળ વગરનો, ગરીબડો, આજ્ઞાભંગ થએલો, અને દુઃખથી બળ્યો ઝળ્યો થએલો એવો મને દૂરથી દેખીને પણ આપ શું રોયા? ખરેખર, આપને રડવું આવ્યું? હે પ્રભુ પિતા, આપનેજ મેં આવા તો જોયા.

મારા બેઉ પગ પાપ રૂપી કાદવમાં ડૂબેલા હતા તે આપે દયાલાવીને શું પોતે જાતે ધોયા? હે પ્રભુ પિતા૦

મારાં સઘળાં જુનાં જખમો હતાં તે પણ ચોકખાં કરી લેપ લગાડીને લોહ્યાં? હે પ્રભુ પિતા૦

આ જન્મે જે પાપકામમાં મારા પગ ડૂબી ગયા હતા તે કાઢીને ધોયા, એટલુંજ નહિ પણ જન્મોજન્મના જે જે ઘા પડેલા હતા, ને

તેમના પર જે ધૂળ, કાદવ, મેલ લાગેલો હતો તે બધો ધોઇ સાફ કર્યો, જખમ ઉપર લેપ ચોપડયો ને તેના પર લેપ ચોપડતાં ચોપડતાં જે આજુબાજુની સારી ચામડી પર લેપ લાગ્યો હતો તે પાછો લોહી નાખ્યો. હે પ્રભુ પિતા, આપનેજ મેં આવા તો જોયા. મેં તો એમજ માનેલું કે આપને મેં ગુમાવ્યા છે, હે પ્રભુ પિતા૦

### પાઠ ૪૮.

અતિસંપત્તિમાન=(અતિ+સંપત્તિ +માન=વાળો)=ઘણી દોલતવાળો
અતિદ્રવ્યહીન (અતિ+દ્રવ્ય=પૈસા+ હીન=વગર)=ઘણો ગરીબ
હજ્જ=જાત્રા
યથાશક્તિ=ગુંજાશ પ્રમાણે; શક્તિ પ્રમાણે.
ઉપરા ઉપરિ=એક પછી એક; વારંવાર
મુંઝવણ=ગુંચવણ
ધાર્મિક=ધર્મ શાસ્ત્રમાં બતાવેલી
અદા કરી=બજાવી; પુરી કરી
કાફલો=ટોળું
કેરો=મિસરમાં શહેર છે.
પ્રવાસ=મુસાફરી

### પાઠ ૪૯.

સપુરત=સોંપણ
ગાંડે=પત કરે; ગણકારે
અપ્રમાણિક=ખોટું; નીતિથી ઉલટું
નીચ=પાપી
ડોળ=દેખાવ
હર્ષઘેલો=આનંદથી ગાંડા જેવો થએલો

### પાઠ ૫૦.

અચંબો=નવાઈ; તાજુબી
સ્થબ્ધ=દિંગ; અચંબાથી સ્થિર થઇ જવું તે
દૈવ=નસીબ
ખ્યાલમાં=અટકળમાં; ધારણામાં
અનુકૂળતા=જોગવાઈ
ટાઢક=ઠંડક; શાંતિ
યુક્તિ પ્રયુક્તિ=તદબીર; કરામત
ફજેતી=ગેરઆબરૂ
શાખ=આબરૂ; ઇજ્જત.
ધક્કો=નુકસાન.

થાપણ=પુંજી.
સાવચેતી=અગમચેતી
બિનગુનેગાર=વાંક વિનાનો; નિર્દોષ

સમક્ષ=રૂબરૂ; નજર આગળ
આતુરતા=ઈંતેજારી
લગતી=સંબંધ ધરાવતી.
નગરચર્ચા=ગામમાં શી વાત થાય છે તે જાણવા છુપે વેષે નીકળવું તે

## પાઠ ૫૧.

ખલીફા=મહંમદ પેગંબર સાહેબના વારસ; મુસલમાન ધર્મગુરૂ
વ્યંઢળ=હીજડો

ચર્ચાતી=વાતો થતી
વેષધારી=વેષ ધારણ કર્યો છે એવા
બક્ષિશ=ઇનામ

**સાર**—વિશ્વાસઘાત એ મહાપાપ છે.

## પાઠ પર.

સંત=સાધુ પુરૂષ
દાસનાદાસ=ચાકરના પણ ચાકર
કલ્પવૃક્ષ=ઇચ્છેલું આપનાર ઝાડ.
દાળિદ્ર=ગરિબાઇ
શીદ=શા માટે.
વહીએ=કરીએ

પંડયા=ગુરુ.
વળાવો=લૂટારાથી રક્ષણ કરનાર
સંઘાતે=સાથે
બાંધણી=સરત; કબુલાત
નામ અનામ=પ્રભુનું નામ એજ ખરૂં નામ છે. તત્ત્વ છે; બીજા બધાં નામ ખોટાં છે.
નરવો=નર્યો; કેવળ;

**સમજુતી**—જે મનને શાંતિ પમાડે તેનેજ સંત કહેવો; અને તેના ચાકરના પણ ચાકર થઇને રહેવું. માટે હે ભાઈ જે મનને શાંતિ પમાડે તેનેજ સંત કહેવો. (૧) આપણી જે ઇચ્છા થાય તે આપે એવા સ્વર્ગના ઝાડની સેવા કરવા છતાં પણ ગરિબાઇ તો કાયમ રહે ત્યારે તેના ગુણ શા માટે ગાવા? (ટેક ૨) જ્યારે રાજાની નોકરી રોજ કરવાની છે, ત્યારે બીજાઓની વેઠ શા માટે કરવી? (ટેક ૩) વિદ્યાગુરૂ

પાસે ભણવા ગયા, ને તેમણે જ્યારે વિદ્યાનું ખરૂં સ્વરૂપ શીખવ્યું નહિ, ત્યારે ગુરુજીનો માર શા માટે ખાવો ? (ટેક ૪) વળાવો લીધા છતાં જ્યારે લુટારા લોક લૂટી લે, ત્યારે તો વળવાની સાથે શા માટે જવું ? (ટેક ૫) વૈદની દવા ખાવા છતાં રોગ તો કાયમજ રહે ત્યારે તેવા વૈદની દવા શા માટે ખાવી ? (ટેક ૬) કોઇની સાથે સરત-વિશ્વાસ કરીને જઇએ, તે પછી આપણું માથું કપાવે, ત્યારે તેને ઘેર શા માટે જવું ? (ટેક ૭) સાચા ગુરુએ બતાવ્યું જે પ્રભુનું નામ એજ ખરૂં નામ છે, બીજાં બધાં નામ ખોટાં છે, તેજ નામ મારા મનમાં ચોંટયું છે. (ટેક ૮) બાપુ સાહેબ ગાયકવાડ કહે છે કે તેની-પરમેશ્વરની કાયા તો કેવળ સ્નેહ રૂપ છે એવા પ્રભુને લઇને અમે રહીએ છીએ. (ટેક ૯)

## પાઠ ૫૩.

વિભૂતિ=ઐશ્વર્ય; સંપતિ
હાંસલ કરવા=પાર પાડવા
દ્રવ્ય સંપતિ=પૈસાનું બળ
તુચ્છકારવા=ધિક્કારવા; હલકા પાડવા; તિરસ્કારવા
મુકત=છુટો
જનસમુદાય=જનમંડળ
પશુવૃત્તિ=પશુના જેવું આચરણ
પારમાર્થિક=પારકાના ભલાનું
પ્રયોજવી=વાપરવી
કર્તવ્ય=ફરજ
રક્ષક=(રક્ષ+અક)=રક્ષણ કરનાર; દેખરેખ રાખનાર
વ્યવસ્થા=(વિ+અવ+સ્થા)=ગોઠવણ
પરોપકાર વૃત્તિ=પારકાનું ભલું કરવાની ઇચ્છા
નિર્દયતા=ક્રૂરતા; ઘાતકીપણું
ભગીરથ=બહુ મોટું; મહાભારત. ભગીરથ રાજાએ ગંગા નદીને શિવના મસ્તકમાંથી પૃથ્વી પર આણવાનું ભારે કામ કર્યું તેવું ભારે
અર્પણ કર્યું=સોંપી દીધું

શેરિફ=પરગણાનો મોટામાં મોટો અમલદાર
નમુનેદાર=દાખલો લેવા લાયક; અનુકરણીય
ગર્વિષ્ઠ=અભિમાની
લેશમાત્ર=જરાપણ
મદ=અભિમાન
મગજ ફરી જાય છે=અક્કલ બહેર મારી જાય છે; બુદ્ધિ જતી રહે છે
પૃથ્વીથી અધર=અક્કડ ચાલવું તે; મિજાજમાં ચાલવું તે
કર્તવ્યનિષ્ઠા=ફરજમાં મચ્યા રહેવું તે
સાવધ=સાવચેત
ઝંપલાવ્યો=બીક રાખ્યા વગર કામ કર્યું
નિવાસ સ્થાન=રહેવાનું ઠેકાણું
અનુકરણીય=દાખલો લેવા લાયક; નમુનેદાર
નિરભિમાની=અહંકારમાંથી મુક્ત—છૂટા હોવું તે
તરૂ=ઝાડ
સમૃદ્ધિ=પુષ્કળ રિદ્ધિ સિદ્ધિ

**સમજુતી**—ઝાડ ફળોના બોજાને લીધે નમે છે; (ફળ આવવાથી ગર્વ કરતું નથી) નવું પાણી ભરાતાં મેઘ નમી નમી પડે છે, પડું પડું થઇ રહે છે; (નવું પાણી આવ્યું તેથી ગર્વ કરી ઉંચો ચઢી જતો નથી) રિદ્ધિસિદ્ધિ છતાં સત્પુરુષો, નમ્રજ રહે છે; (પુષ્કળ દ્રવ્ય મળે તો ગર્વિષ્ઠ થતા નથી); એવોજ સ્વભાવ પરોપકારી માણસનો પણ હોય છે. મતલબ કે તે જેમ જેમ વધુ પરોપકાર કરે તેમ તેમ વધુ નમ્ર બને છે, ને ગર્વ ધરતા નથી. આ ઉક્તિ ખરા પરોપકારી માણસને માટે છે. દેખાદેખી કીર્તિ વગેરે લાભની, ફળની આશાએ પરોપકાર કરનાર તો એક જાતનું સાટું, અદલો-બદલો. વિનિમય કરે છે. તેમનો પરોપકાર તે કંઇ પરોપકાર નથી.

## પાઠ ૫૪.

સંસ્કાર=છાપ
નિરર્થક=નિષ્ફળ; વ્યર્થ
ખેદ=પશ્ચાત્તાપ; દુઃખ
યત્કિંચિત્=થોડો પણ
આશય=અભિપ્રાય; ઇરાદો; હેતુ; મતલબ
સમગ્ર=બધું
મનોબળ=મનનું બળ; મનની શક્તિ; મનઃશક્તિ
નિમંત્રણ=નેડું; નોતરૂં
જલસો=મેળાવડો
આસક્ત=લીન; મોહિત
એકાગ્રચિત્ત=જે કામ કરતા હોઇએ તેમાંજ મન લગાડવું તે; તલ્લિનતા
વિગત=હકીકત
ખાસિયત=ખાસગુણ; સ્વભાવ
સ્મારક=યાદગીરી માટે કંઇ પણ કરવું તે
દરખાસ્ત=યોજના
ધૂન=લગની; લત
સિદ્ધાંત=સિદ્ધ થએલી-સાબીત થએલી વાત; ખરો મત
અનુભવ સિદ્ધ=અનુભવથી-જાતમાહિતીથી સાબીત થએલું
વિવેક=ખરૂં ખોટું પારખવાની શક્તિ
દૂરંદેશી=દૂર+અંદેશી; ભવિષ્યમાં કલ્યાણ કરનારો; દીર્ઘદૃષ્ટિ; લાંબી પહોંચ; વિશાળ નજરવાળો
સમર્થ=બળવાન

**સાર**—પરોપકાર કરવામાં જાતિ અનુભવની પહેલી જરૂર છે. જાતમાહિતી મેળવ્યા પછી પરોપકાર કરવાની સાધન સામગ્રી પ્રાપ્ત કરવી જોઇએ. તન, મન અને ધનદ્વારા પરોપકાર થઇ શકે; તે માટે શારીરિક તથા બુદ્ધિ વિષયક બળ પ્રથમ પ્રાપ્ત કરવું. પૈસો તો આવી મળે છે. શારીરિક શક્તિ નિર્બળ અને અપંગને દુઃખ મુક્ત કરવામાં ખપ લાગે છે. બુદ્ધિબળ બીજાને કેળવી સુમાર્ગે ચઢાવી કાયમના સુખી કરવાને ખપનું છે. દેશ, કાળ અને સ્થિતિ પ્રમાણે દરેકે પરોપકાર કરવાની જરૂર તો છેજ. બ્રહ્માંડ આખું અન્યોન્યાશ્રયથીજ ટકી રહ્યું છે.

માટે ગજા પ્રમાણે સૌએ પરોપકારથી અન્યને સુખી કરવામાં પોતાનું સર્વસ્વ ગુમાવતાં સુધી પાછા હઠવું નહિ; અને તેમ કરતાં છતાં નમ્ર ને નિરભિમાની રહેવું. હાવર્ડના ચરિત્રપરથી પરોપકારની અગત્ય તથા તેના લાભાલાભ સ્પષ્ટ માલમ પડે છેજ.

## પાઠ ૫૫.

રહીમ=અલ્લાહ; ખુદા; ઈશ્વર
ભકતરાજ=ભકતનો રાજા; મોટો ભકત
ચોક્કસ=ખાત્રીપૂર્વક; નક્કી; વિશ્વાસપાત્ર
વણકર=લુગડાં વણનાર
આત્મજ્ઞાની=જેને આત્માનું જ્ઞાન છે એવા
અસાર=સાર વિનાની; જુઠી
ક્ષણિક=ક્ષણવાર પહોંચે એવી; ક્ષણ ભંગુર; નાશવંત
કામના=ઇચ્છા; ઉમેદ; હોંસ
અસ્થિર=અસ્વસ્થ; ડગમગતા; ચંચળ
રામાનંદ=એ નામના તે જમાનાના મહાપુરુષ. રામાનુજ સંપ્રદાયના રાઘવાનંદ સ્વામીના શિષ્ય. રાઘનંદે યોગબળથી એમનું મૃત્યુ નિવારી લાંબું આવરદા બક્ષ્યું હતું
સિદ્ધ થશે=પાર પડશે
પાદસ્પર્શ=પગ અડકવો તે (પાદ=પગ+સ્પર્શ=અડકવું તે)
ભડક્યા=ચોંક્યા
ગુરુમંત્ર=ગુરુમંત્ર આપે તેવો.
પ્રાપ્ત થયા=મળ્યા
કીર્તન કરવું=ગાયન સાથે કથા કરવી.
સ્તુતિ=(સ્તુ ધા૦ વખાણવું;+તિ પ્રત્યય)=વખાણ
સર્વત્ર=બધે ઠેકાણે
વિદિત=જાહેર; ઉઘાડું; ખુલ્લું
ગુરુપદ=ગુરુની પદવી
અધમ=નીચ
નિંદાનું પાત્ર=નિંદા થવાને યોગ્ય
ક્રુદ્ધ=ક્રોધિત; ગુસ્સે
સ્વામિન્= ધણી; પ્રભુ; ગુરુજી
સાત્વિક વૃત્તિ=જ્ઞાન; શાંતિ; સદ્ગુણનો સ્વભાવ

અંતર્યામી=હૃદયમાં રહેલો ઇશ્વર
અલિ=હઝરત મહંમદ પેગંબર સાહેબ
માર્ગદર્શક=ભોમિયો; રસ્તો બતાવનાર
વિચિત્ર=નવાઇ ઉપજાવે એવું
તાત્પર્ય=મતલબ; સારાંશ
જિજ્ઞાસુ=જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળો
વિરકત=વિરાગી; ત્યાગી; સંસાર ઉપરથી મન ઊઠી ગયું હોય એવો
ચિત્રકૂટ=એ નામનો ઘાટ છે.
ખિન્ન=દીલગીર; દુઃખી
ઉપાધિ=ખટપટ; સંસારમાંથી મુક્ત થવામાં અડચણ રૂપ; જાળ; આડખીલ

## પ્રશ્નો.

૧. કબીર ભકતની ન્યાત જાત વિષે શું જાણો છો?

૨. એમણે ગુરુ શી રીતે કર્યા?

૩. એમના ઇષ્ટ દેવ કયા? એ કોને કોને માનનારા હતા?

૪. એમની બોધ આપવાની વ્યાવહારિક રીતિ દાખલો આપી સમજાવો.

## પાઠ ૫૬.

કાચી-ક્ષણિક છે માટે નાશવંત
કાયા=શરીર
ટોટા=ટેટા; દારૂ ભરેલા ફટાકા
મુમની=મલમલ
ખાધી=ખાદી
કાળની ફાંસી=યમરાજાના ફાંસામાં; યમપાશ
ઓટા=ઓટલા; દેવડી
સત્ નામ=સારાં કામને લીધે જેનું સારૂં નામ છે તે.

**સમજુતી**—અમે તો મોટા પુરુષ છીએ એમ તમે જાણશો નહિ. તમે વિચારી જુઓ એમ ન જાણતા કે અમે તે (પ્રસિદ્ધ) મોટા પુરૂષ છીએ. ૧

જેમ દારૂ ભરેલા ફૂટાકા ફુટે છે ને નાશ પામી જાય છે, તેમ તારૂં નાશવંત શરીર માટીમાં મળી જશે. એજ પ્રમાણે ઘડો, ગાગર ને લોટા સર્વે એકજ માટીનાં બનાવેલાં છે. તમે વિચારી જુઓ. ૨

ગજી, મલમલ ને દોટી પહેરો. ઝીણા સાલજોટા ઓઢો કે ટકાની ગજ પ્રમાણે મળતી ખાદી પહેરો પણ છેવટે તો ધુમાડાના ગોટા, સર્વે બળીને ખાખ થઈ જવાનું છે. માટે તમે વિચારી જુઓ૦ ૩

તમે હરિની ભકિત નહિ કરો તો કાળ-યમ રાજા તમને ફાંસામાં પકડી સોટા મારશે. આ ઉંચી સ્થિતિનો છે, એ બધો માયાનો ખેલ છે-છેતરનારો દેખાય છે; કારણ કે જે ઉંચ છે તે ઘડીમાં નીચી સ્થિતિમાં આવી જાય છે ને નીચી સ્થિતિમાંથી ઘડીમાં ઉંચી સ્થિતિમાં આવી જાય છે. એ તો પાણીના પરપોટા જેવા ક્ષણિક છે માટે તમે વિચારી જુઓ૦ ૪

રાજા હશે કે ગરીબ હશે, તે સર્વે ભૂમિ-પૃથ્વીમાં, માટી ભેગા મળી જશે, ભોંયમાં દટાશે. પછી તેના ઉપર ઓટલા ચણાશે. દેવડીઓ બંધાશે. બાપુ સાહેબ ગાયકવાડ કહે છે કે, સારાં કામને લીધે જેનું સારૂં નામ છે તે તો-તેજ સૌથી મોટા છે. પરમેશ્વરની ભકિત વગર સર્વ ખોટા છે. માટે તમે વિચારી જુઓ તો અમે મોટા પુરુષ છીએ એમ જાણશો નહિ. ૫.

પાઠ ૫૭.

બેડોળ=ઘાટ વગરનું, કઢંગુ.
કદ્રૂપું=ખોટા દેખાવનું; બેડોળ
બક્ષિશ=ખુશી થઇ કોઇને કંઇ આપવું તે; ભેટ; ઇનામ; પારિતોષિક; કદર કરી કંઇ આપવું તે.
સમતોલપણું=સમાનતા. સરખાપણું.
ન્યૂનતા=કમીપણું.
પ્રબળ=બળવાન; જોસવર.
તીવ્ર=તીણી; બારીક; દૂરદર્શી.

તીક્ષ્ણ=અણીઆળું; ઝટ ભેદી નાખે એવું.
સ્નાયુ=માંસના તંતુ, હાડકાંને માંસના રેસા જે તંતુ વડે વળગેલા રહે છે તે.
ભયંકર=બીક લાગે આવે; ભીષણ.
રક્ષણ=બચાવ.
બકતર=કવચ; ખરા લોઢાના તારની જાળીથી ગુંથેલો ઝભ્ભો,
ભેદી શકે છે=દાખલ થાય છે; શરીરમાં પેસી શકે છે; ફાડી અંદર પેસી શકે છે.
ઉપલાણે=નદીના મૂળ તરફ
પતન કર્યો=ગણકાર્યો નહિ; ગાંઠી નહિ; માન્યું નહિ.
મુશીબતે=પરાણે.
પ્રહાર=ઘા
ખૂબી=ખેલ;
ન્યારી=જુદી, ઓર.
સુકુમાર=કોમળ.
ચેતવણી=ખબર; જાણ કરવી તે.

## પ્રશ્નો.

૧. ગેંડીનું શરીર શાથી કદ્રૂપું જણાય છે?

૨. એની સબળ તથા નિર્બળ ઇંદ્રિયો કઇ કઇ છે તે ગણાવો.

૩. એના શરીરનું વર્ણન કરો.

૪. એની સ્વરક્ષણની રીત કહો.

૫. એની ચામડીનો ઉપયોગ શો?

૬. એના મદદગાર પંખીઓ એને શા ખપનાં હશે?

૭. કુદરતે બખ્શિશ વહેંચવામાં સમતોલપણું ઉત્તમ રીતે જાળવ્યું છે', તે દાખલો આપીને સમજાવો.

પાઠ ૫૮.

કેરલ=પ્રાચીન કાળમાં દક્ષિણ હિંદનું એક હિંદુરાજ્ય; એ નામનો દેશ.
સુધાર્મિક=સારો ધર્મિષ્ઠ; આ સ્થળે સંજ્ઞા-વાચક નામ-વિશેષ નામ છે તેથી વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરવાની જરૂર રહેતી નથી, એ એક રાજાનું નામ છે.
સંતાન=સંતતિ; પુત્ર કે પુત્રી; છોકરૂ
ધાવ=ધવરાવીને મોટા કરનારી સ્ત્રી; દૂધમાતા.
સર્પ=સાપ. સૃ ધા૦=સરવું ઉપરથી સરે છે માટે સાપ.
ડંસવાથી=ડંખવાથી; કરડવાથી.
નિરાધાર=આશરા વગરની.
વાટ=રસ્તો
શાલિગ્રામ=ગોળ, કાળો, છિદ્રવાળો પત્થર વિષ્ણુ તરીકે પુજાય છે તે
સત્કાર=પરોણાગત; સેવા-ચાકરી; સન્માન.
વિધિ=બ્રહ્મા; નસીબ. વિધાત્રી,
નિર્મિત=નક્કી; નિશ્ચિત; નિર્માણ કરેલું.
ક્રોધ=ક્રોધ; ગુસ્સો; રીસ.
મુનિમાત્ર=એકે એક મુનિ; તમામ ઋષિઓ.
પ્રગટ્યો=ઉદ્દભવ્યો; ઉપજ્યો; ઉત્પન્ન થયો.
મૃત મૃગ=મરણ પામેલું હરણ
નેત્ર=નયન; લોચન; આંખ,
ભવિષ્ય=હવે પછી બનવાનું તે.
ભાખ્યું=કહ્યું; વધા; બોલ્યા.
વાંઝિયાં બાર ઉઘડયાં=વાંઝિયાં પણાંના બારણાં ખુલ્લાં થયાં; વાંઝિયાં પણું મટી ગયું.
જન્મોતરી=જન્મથી તે મૃત્યુ સુધી બનનારા ભવિષ્યના બનાવોની આગાહી, વર્તારો જેમાં લખેલો હોય તેવી ટીપણી; ઓળીઉં.
વદન=મુખ; મોઢું; ચ્હેરો.
ચારુ=પવિત્ર; સુંદર. "એનું મોઢું ચંદ્રમા જેવું સુંદર હતું, જાણે પુરેપુરી કળાથી ખીલ્યો હોય તેવો ચંદ્રજ (બીજો હોયની તેવું!) તે હાસ્ય કરી રહ્યું હતું, માટે 'ચંદ્રહાસ' એવું એનું નામ પડયું. અર્થાત્ તેનું વદન ચંદ્ર સરખું સુંદર હતું ને હાસ્ય કરતું દીપતું હતું, તેથી તેનું નામ ચંદ્રહાસ પડયું.

### પાઠ ૫૯.

કુશળ=હોશિયાર; ચાલાક
વાંઝિયો=અપુત્ર
બંદીજન=ભાટ
સ્વાભાવિક=કુદરતી
ઉપસ્થિત=ઉત્પન્ન; ઉપ=(ઉપસર્ગ) પાસે+સ્થિત=ઉભો રહેલો=પાસે આવીને ઉભેલો.
સંદેહ=શંકા; વહેમ.
દાસીસુત=દાસીનો છોકરો
ભરોસાદાર=વિશ્વાસપાત્ર; ખાત્રી લાયક
નિજ=પોતાને
શિરોમણિ=શિરઃ માથું એ ઉપરથી=માથાના મુગટ
સુત=છોકરો; પુત્ર
કિંકર=સેવક
કાલા=અણસમજુ; નાદાન
ઘરસૂત્ર=ઘર, ગામ, ઠામ ઠેકાણું
મુહુર્ત માત્રમં=તત્કાળ;જોત જોતામાં

**સમજુતી**—એટલામાં પાપી ધૃષ્ટ બુદ્ધિએ પોતાના ગામ કૌંતલપુર મધ્યે સર્વના માથાના મુગટરૂપ પુત્ર મદન એવું નામ લખી કાગળ લખ્યો, કે તમારા તરફ ચંદ્રહાસને મોકલ્યો છે તેને પુષ્કળ માન આપજો, અને અણસમજુ થઇને કહેજો કે અમે તો તમારા સેવક છીએ. એનું રૂપ જોતા નહિ, રંગ જોતા નહિ, તેમ ઠામઠેકાણું પણ પૂછશો નહિ. તત્કાળ ઝેર દેજો. પુત્ર, એથી અધિક શું લખીએ ? મતલબ કે તું સમજુ છે એટલે વધુ લખવાની જરૂર નથી.

પ્રધાન પુત્રી=પ્રધાનની–ધૃષ્ટબુદ્ધિની છોકરી,
કાંતિ=સ્વરૂપ.
હસ્તાક્ષર=હાથના લખેલા અક્ષર.
ખિન્ન=નારાજ; દીલગીર
નિરાશ=આશા રહિત.
સુઝી=જડી.

## પાઠ ૬૦

વલે=દશા; સ્થિતિ
રાજયભવન=રાજાનો મહેલ. ભૂવન=ઘર
વધામણી=શુભ સમાચાર; ખુશ ખબર
મૂર્છા=બેભાન સ્થિતિ થવી તે
ગાંધર્વ=ગવૈયાની એક જાત
ઉશ્કેરાઇ ગયો=ચીડાઇ ગયો; ગુસ્સે થઇ ગયો.
સાન=ઇશારત
પાટુ=પગની લાત
મુષ્ટિદાન=મુક્કીઓ મારવી તે
મૃદંગ=નરઘું; માટીનું છે અંગ જેનું તે. બહુ વ્રીહિ સમાસ છે. પખાજ, ઢોલક, નરઘું ને બમ.
ભેર, નફેરી=એક જાતનાં વાદ્ય
વાદ્ય=વગાડવાનાં યંત્ર; વાજું; વાજિંત્ર
તાલ=કરતાળ
કાંસી=કાંસાના મંજીરા
તરભાણી=તાંબાનું થાળીના ઘાટનું વાસણ
ઝોળીયાં=ઝોળીઓ; બ્રાહ્મણોએ ખભે ભેરવેલા ઝોરણા
રુષ્ટમાન=ગુસ્સાવાળો
ભુધાનાં=ડંગોરાનાં; સોટાનાં; મારનાં

ધૃષ્ટબુદ્ધિએ નોકરોને ઇશારત કરી કે આ બધા માંગનારાઓને લાત મુક્કીના દાન આપવા માંડો, મારવા માંડો, એટલે સેવકોએ ધડાધડી ચલાવી. ગાંધર્વ લોકોના પખાજ, ઢોલક ને નરઘાંના ચામડા ફાટી ગયાં, એ યંત્રો ફોડી નાખ્યાં. તેમના તાણી તાણીને આંતરડાં પણ તોડી નાખ્યાં. ભેર ને નફેરી પણ ભાંગી નાખી. તાલ ને કાંસી જોડા, કરતાળ, ખંજરી, મંજીરા સૌ વેરી નાખ્યાં. ભાટ લોકોને શિક્ષા સજા કરી ને ભટ્ટ બ્રાહ્મણોને ભીખ મંગાવી. તેમના વેદ, પુસ્તક, તરભાણાં, તથા ખભે ભેરવેલા ઝોરણા સુદ્ધાં તાણી લીધાં. મોટા મોટા ઋષિઓ અને વેદપાઠીઓના માથામાં સોટા, ડાંગોના ફટકા

મરાવ્યા. ભાટ અને બ્રાહ્મણો તો દોડાદોડ, નાસાનાસ કરવા લાગ્યા. તેમાં કેટલાએ એક બીજા સાથે અથડાય, પડી જાય ને પાછા બેઠા થાય કે ભાગે. ઋષિ કહે છે કે દુષ્ટ ધૃષ્ટબુદ્ધિ ગુસ્સાવાળો થયો, તેથી વધામણી સાંભળીને સોટા, ફટકા મારનાં દાન દીધાં.

કથળ્યો=બગડયો
ખારીલા=દ્વેષવાળા
ખાર=દ્વેષ
દુષ્ટતા=નઠારાપણું
મારા=મારનારા માણુસો; ચંડાળ
કૃત્ય=કાર્ય; બનાવ; કામ
સમીપ=પાસે; નજીક
પ્રધાન સુત=પ્રધાનનો છોકરો
શીદ=શામાટે
મુંઝાઓ=અકળાઓ; વિમાસણમાં પડો; આકુળ વ્યાકુળ થાઓ
નિર્દોષ=બીનગુનેગાર; દોષરહિત; વાંક વગરનો.
હૃદયવેધક=હૈયું વીંધી નાખે એવો; મર્મચ્છેદી.
વૃત્તાંત=હકીકત; બનાવ; કથા.
તીવ્ર આઘાત=આકરો સપાટો; સજ્જડ ઘા; મજબુત ફટકો.
અરક્ષિત=રક્ષણ વગરનું; અનાથ.
સુરક્ષિત=સારી રીતે રક્ષાયલું; સનાથ.
ખાડો ખોદે તેજ પડે=જેવું કરે તેવું પામે; હાથનાં કર્યાં હૈયે વાગે; જે ખાડો ખોદે તેજ તેમાં પડે
દૈવતાર્યું=નસીબથી ઊગરેલું; નસીબ જેના લાભમાં છે એવું; નસીબ વડે રક્ષાયલું
દૈવમાર્યું=નસીબથી હણાયલું.

નસીબથી ઊગરેલું હોય તે વગર બચાવ્યે પણ જીવે છે, પણ નસીબથી હણાયલું બચાવ્યા છતાં પણ મરે છે. (જેમ) અનાથને જંગલમાં છોડ્યા (છતાં) જીવે છે અને મહામહેનતે બચાવેલો ઘરમાં (દેખરેખ હેઠળ હોવા છતાં) મરે છે.

**સાર**—ભલા કર ભલા હોયગા, બુરા કર બુરા હોયગા. સામાનું ભુંડું તાકવાથી પોતાનુંજ ભુંડું થાય છે. દુનિયામાં જે અનાથ જણાય છે, તે પણ પ્રભુ વડે સનાથ હોય છે. તે નસીબ વડે રક્ષાયલો હોવાથી તેને કોઇ ઇજા કરી શકતું નથી; અને જો દૈવથીજ તે મરાયલો હોય તો તેને કોણ બચાવી શકે ! માટે કોઇના ઉપર દ્વેષ કરવો નહિ. પોતાનો ખાર પોતાનેજ ખાય છે.

મરતી વખત મરનારનો જીવ પોતાની પછીનાઓની શી દશા થશે, તેની મુઝવણમાં-માયામાં રહી જાય છે. તેમણે આ ઉપરથી એ સમજવાનું છે કે સૌની સાથે સૌનું નસીબ જોડાયલું છેજ. તેના નસીબ પ્રમાણે તેને સૌ આવી મળશે. એ ફીકર રાખીને શા માટે મુંઝાવું જોઇએ ? કેટલાક અધીરા સ્વભાવના માણસો પોતાનાં કુટુંબીઓને આંખથી દૂર કાઢતાં અથવા દૂર ગયા હોય ત્યારે પણ અનેક પ્રકારની ચિંતાઓ કર્યાં કરે છે; તેમણે પણ આથી બોધ લેવાનો છે કે પોતાની આંખે જણાતા બંધ થયા કે તે સર્વને માટેની ફીકર છોડી દેવી. તેમનું લાગ્યું તે ભોગવશે; એમ માની તેમના તરફ સારાં આંદોલનો બની શકે તો પ્રેરવાં.

## પાઠ ૬૧.

ઉત્તરા=અર્જુન પુત્ર અભિમન્યુની સ્ત્રી.
લાધ્યું=આવ્યું.
કાલજ=કાળજું.
માવડી=મા; માતા
કૌતક=નવાઇ
ઉત્પાત=મોટી વિપત્તિ; મોટા નાશકારક બનાવ.
ચોળો=મનના વિચારોની જે વારંવાર ગડભાંગ થવી તે; ઉતાપો; ગભરાટ; ચિંતા; ફીકર
એળે=મિથ્યા; નિષ્ફળ; ફોગટ
પોહોતો=પહોંચ્યો
સોહેલો=કોડ; ઓરિઓ; હોંસ

કર્મંડ=નસીબ
નિપુણું=બન્યું; ઉપજયું; નીપજ્યું; નીપન્યું
નઠોર=નઠારું; ખરાબ પરિણામ
જોબન=જુવાની; યૌવન
આદર=ભાવ; હેત
સીંચી=રેડી; પાઇ
ભોગી=ભોગવનાર
કાજળવોણી=(કાજળ=મેસકા+વોણી (વિહોણી)=વગરની; મેસ આંજયા વિનાની
માથ=માથું
નલવટ=કપાળ
વોહોણા=વિહીના; વગરના
શ્યામ=કાળું
પંથ=રસ્તો
જાયો=પુત્ર; અભિમન્યુ એ સુભદ્રાનો છોકરો થાય
સાગરપૂર=ભરપુર સમુદ્ર; દરીઆનું પાણી
ક્રોડ=કરોડ; ઘણુંજ
સુદેષ્ણા=ઉત્તરાની મા; અભિમન્યુની સાસુ
ખોડ=અડચણ; આફત; સંકટ
આણું=તેડું
સંસપ્તક=સંશપ્ત;એ નામના બહાદુર લડવૈયા. પુસ્તક ચોથું પાઠ ૨૯-૩૦ મો જુઓ
જામાત્ર=જમાઇ

**સમજુતી**--ઉત્તરાકુંવરી કહે છે કે મને સ્વપ્નું આવ્યું તેથી મારૂં હૃદય ઘણું દાઝયું. તેણે મારું કાળજું ખવાયું. એવું મને સ્વપ્ન આવ્યું. તેથી ઉત્તરા થરથર ધ્રૂજવા લાગી. ૧. ઓ મારી સુદેષ્ણા માતા, મેં એક નવાઇ વાત જોઇ. સ્વપ્ન વિષે મેં એવું જોયું કે મોટો વિનાશકારક બનાવ બનશે. એવું મને૦ ૨. ઓ મારી માવડીરે, હવે હું શું કરૂં ? મને મારા હૃદયમાં ઘણોજ ગભરાટ થયો, કે મારૂં જીવતર તો નકામું ગયું અને મારા મનના કોડ મનમાંજ રહી ગયા, મને કાંઇ પણ ઓરીઓ વીત્યો નહિ. એવું૦ ૩. ધિક્કાર

છે, ધિક્કાર છે મારા નસીબને કે નઠારૂં પરિણામ નીપજ્યું. જેવું જંગલમાંનું બોર નકામું જાય છે તેવી મારી જુવાની નકામી ગઈ. એવું૦ ૪. માળી પોતાના બગીચામાં ઘણા હેતથી પાણી પાઇને વેલી ઉછેરે છે. તેનાપર ફૂલની કળી જ્યાં બેઠી કે તરત તેનો ભોગી–ભોગવનાર તેને મૂકીને ચાલ્યો જાય છે. એવું૦ ૫.

સ્વપ્નામાં શું શું જોયું તે વિષે હવે કહે છે કેઃ—

જાણે મારી આંખો મેંસ આંજ્યા વગરની જણાઇ, ને માથું વાળ વગરનું જણાયું. મારા કપાળમાં ચાંદલો પણ નથી અને મારા હાથ ચુડા વગરના છે, એવું મેં જોયું એવું૦ ૬. જાણે હું ને મારો સ્વામિ–બે જણાં એકેક કાળું લુગડું ઓઢીને ઊંટપર બેઠાં છીએ ને પૂર્વ દિશાથી દક્ષિણ દિશા તરફને રસ્તે ચાલ્યાં. એવું૦ ૭.

**ટીપ**––યમરાજા દક્ષિણ દિશામાં યમપુરીમાં રાજ કરે છે એવી માન્યતા છે.

લોઢાના વાસણમાં ખીર પીરસેલી હોય અને તેમાં તેલની ધાર પડતી હોય; તેમાં, ડોકમાં કરેણાનો હાર પહેરેલો છે એવો સુભદ્રાનો પુત્ર અભિમન્યુ જમતો હોય એમ દીઠો. એવું૦ ૮. જાણે મારો ચાંદલો કપાળેથી ઉખડીને પૃથ્વી ઉપર પડી ગયો; (૧) મેં સુરજને ખાંડો ઊગેલો–પુરેપુરો ગોળ નહિ પણ અધુરો ઊગેલો જોયો–(૨) અથવા તો મેં શૂર પુરુષ અભિમન્યુને ખાંડો, ઘવાએલો જોયો. વળી લોહીથીભરેલું સરોવર જોયું, ને ભરપુર સમુદ્ર સુકાઇ ગએલો જોયો. એવું૦ ૯. ઓ મારી માવડી, એ બધું શું હશે? એવાં મેં કરોડો, અસંખ્ય કૌતુક દીઠાં. (તેનો ખુલાસો કરો). ત્યારે માતા સુદેષ્ણાજી બોલ્યાં કે જમાઇ–અભિમન્યુ–ને માથે કંઇ આફત હોવી જોઇએ. એવું૦ ૧૦.

જે વખતે આવી વાત કરે છે, ચાલે છે-એવામાં બહાર તેડવાને માટે માણસ આવ્યું. રાયકો રાણીજીને કહે છે કે હવે (૧) રાજકુંવરીને મોકલો (કિંવા) હવે (૨) ઉત્તરાને રાજકુમાર પાસે મોકલો. એવું૦ ૧૧. સઘળા કૌરવોએ લડવાને માટે ચક્રાવાની ગોઠવણ કરી છે. વખતે અર્જુનજી કૌરવોના લશ્કરના એક ભાગ સંસપ્તકમાં લડવા જશે, અને તમારો (અભિમન્યુ) ચક્રાવાની લડાઈ લડશે. એવું મને સ્વપ્નું આવ્યું. તેથી ઉત્તરા થરથર ધ્રૂજવા લાગી. ૧૨.

### પાઠ ૬૨

શારીરિક=શરીર સંબંધી
સ્નાયુબંધ=હાડકાં અને માંસના લોચાને જે બંધન વડે જોડી રાખ્યા છે તે
ધડ=માથાની નીચેનો ભાગ
હાડપિંજર=(હાડ=હાડકાં+પિંજર=પાંજરૂં)=હાડકાંનું પાંજરૂં;હાડકાંનું ખોખું
હિલચાલ=હલનચલન; ચલનવલન; હાલવું ચાલવું તે
નેત્રો=આંખો.
સુરક્ષિત=સારી રીતે રક્ષણ પામેલાં
વદન=મોઢું
ખોભણુ=ખાડો; પોલાણુ; બખોલ
અસહ્ય=ન ખમી શકાય એવો
ટેકવે છે=સ્થિર રાખે છે; ટેકો કરે છે
ખંડ=ભાગ
સ્થંભ=થાંભલો

### પાઠ ૬૩.

બાહુ=હાથ
ઘુંટણુ=ઢીંચણુ
મજાગરાં=બડવા; હીંજિસ
સ્નાયુ=શરીરપરની ધોળી ચામડીની નીચે જે લાલ માંસ જણાય છે તે
કસાય=કેળવાય; ટેવાય.
દૃઢ=મજબૂત
વિકાસ પામે=મોટાં થાય

### પાઠ ૬૪.

સ્વદેશરક્ષક=(સ્વ+દેશ+રક્ષક=રક્ષણુ કરનાર)=પોતાના દેશનું રક્ષણુ કરનાર

અનુકૂળ=માફકસર; સગવડ વાળો;
સમાગમ=મેળાપ
ખીણો=ખાઇઓ; બે ડુંગર વચ્ચેની ઉંડી જગાઓ
દ્વીપ=(દ્વીપ+કલ્પ=જેવો) ચારે તરફ પાણી હોય તે બેટ, ને ત્રણ તરફ પાણી હોય તે દ્વીપકલ્પ.
પ્રબળ=બળવાન; તીવ્ર
અદૃશ્ય=ન દેખાય એવી
કુલ દેવતા=કુળનો દેવ કે દેવી; કુળમાં જે દેવ કે દેવીની પૂજા થતી હોય તે.
ઝીઅસ=દિવસ્પતિ=દિવસ=આકાશ ઉપરથી=આકાશનો પ્રભુ
સમગ્ર=બધા: સઘળા
ઓતપ્રોત=વસ્ત્રના તાણાવાણાની પેઠે સર્વત્ર પરોવાયલું-વ્યાપી રહેલું
દેવવાણી=દેવનો હુકમ.
સુપ્રસિદ્ધ=સારી રીતે જાણીતી
દ્વયર્થી=જેમાંથી બે અર્થ નીકળે એવી; વ્યંગવાળી
સંદિગ્ધ=સંશય પડતી; અનિશ્ચિત
સર્વોપરિ=સર્વથી શ્રેષ્ઠ; સર્વથી મોટાં
વિદ્યાસંપત્તિ=વિદ્યા; વિદ્યારૂપી ધન
ખગોળ=આકાશના ગ્રહો, તારા, વગેરે
આયુર્વેદ=શરીરશાસ્ત્ર; વૈદક.
રસજ્ઞતા=જ્ઞા=જાણવું. રસ જાણવાની શક્તિ;
રસ=કવિતામાં રહેલા શૃંગાર, વીર, વગેરે રસ કે વસ્તુની ખુબી.
સંગીત=ગાયનશાસ્ત્ર. ગાવું નાચવું ને બજાવવું એ ત્રણ મળે ત્યારે સંગીત
ખેડયું હતું=એ સંબંધી સારી રીતે જ્ઞાન મેળવ્યું હતું.
ઇતિહાસના પિતા=ઇતિહાસના મૂળ કર્તા
કળાકૌશલ્ય=કળા સંબંધી, હુન્નર વિજ્ઞાનમાં ચાતુર્ય.
પરિસીમાએ=છેવટની હદે
વ્યાપાર=વેપાર
વ્યાયામ=અંગકસરત
સહનશીળતા=દુઃખ સહન કરવાની શક્તિ.
હાંસિ=મશ્કરી.

નૃત્ય=નાચ.

પાઠ ૬૫.

નેળ=નાળ; ગલી

બાથ ભીડવાનો=લડવાનો

સેનાધિપતિ=લશ્કરનો ઉપરી

જંગી=જબરૂં; મોટું.

ઉત્સવ=તહેવાર; ઓચ્છવ

વિરુદ્ધ=ઉલટું

અમર=મરે નહિ એવા.

સૈનિકો=લશ્કરીઓ.

પરાભવ=હાર

દેશદ્રોહી=દેશનું હિત બગડે-દેશ પરદેશીના હાથમાં જાય એવું ઇચ્છનાર કે કરનાર

મથક=રહેવાનું ઠેકાણું

બહેતર=ખરૂં; વાજબી; ફાયદાકારક

અર્પવા=આપવા; હોમવા.

રણયજ્ઞ=રણ રૂપી યજ્ઞ, લડાઇરૂપી હવન.

આહુતિ=હોમ

ધન્ય=શાબાશ

સ્મારક=યાદગીરી

સ્વદેશ રક્ષક=પોતાના દેશનું રક્ષણ કરનાર

અનુયાયી=પાછળ જનાર; અનુસરનાર; પરિચારક

સાર—દેશદ્રોહીનું નામ અત્યંત ધીટકારને પાત્ર છે. માણસ અમર નથી, પણ તેની કીર્તિ તો અમરજ છે. 'ભલેનામ કે બુરે નામ' બે રીતે અમર થવાય છે. પ્રાણની પણ દરકાર ન રાખતાં છેવટ સુધી લડી દેશસેવક તરીકે પોતાની આહુતિ આપી દેનારનુંજ નામ 'ભલે નામ' અમરતા પામે છે. નસેનસમાં દેશભક્તિ પ્રકટે ને સહનશીળતા આવે એવી તાલીમ દરેક દેશને ઉન્નતિ અર્થે આવશ્યક છે.

પાઠ ૬૬ મો.

અભિનંદનાષ્ટક=અભિનંદન=મુબારકબાદી+અષ્ટક=આઠનો જથો; એસ-તે વર્ષે મુબારકબાદી આપવા માટે રચેલાં આઠ પદ્ય.

સહોદર=( સહ=સાથે+ઉદર=પેટ ) ભાઇ બેન

સુત=દીકરો; પુત્ર

ચિરકાળ=મરણ પર્યંત
અંગુલિપે=આંગળીએ
સરિ=પેસી જઇ
પીડહિયે=પીડાકરે; દુઃખ આપે
ઉપચાર=૧ ઔષધ. ૨ બોધ
આદરજો=કરવા માંડજો; શરૂ કરજો
શમિ જાય=મટી જાય.
વ્રણો=૧ ઘા. ૨ સંસારની પીડા
વૈદ્ય તણો વૈદ્ય=પરમેશ્વર
નિત=હંમેશાં
સુખદુઃખ નદીયુગ સંગમમાં=સુખ અને દુઃખ રૂપી નદીના જોડકાના મેળાપની જગાએ
પ્રતિનૂતનવર્ષદિને=(પ્રતિ=દરેક+નૂતન=નવા, વર્ષ=વરસ, દિન=દહાડે.) દરેક નવા વરસને પહેલે દહાડે; હર સાલ બેસતે વર્ષે
ચરણે=પગમાં
કૃતાર્થ થતો=મારા મનમાં ખૂશ થઈ મને ભાગ્યશાળી ગણતો
જેહ તણે=જેને
ધર્મની મૂર્તિ=પિતાજી
હવાં=હમણાં; આજે
ઇંદ્રધનૂ=ઇંદ્રનું ધનુષ્=મેઘધનુષ
નિરખું=જોઉં
હરખું=રાજી થાઉં
રચિ=બનાવી
રચના=બનાવટ
થઇ લુપ્ત=લુપી થઇ; જતી રહી; અદૃશ્ય થઈ ગઇ
મધુરી=આનંદદાયક
ઘટના=બનાવ
પદેજ પદે=પગલે પગલે
સહોદર=ભાઇબેન
સ્મરો=યાદ કરો
તાતમહાન=મોટો બાપ-પ્રભુ; ઇશ્વર
યુગ્મ=બેઉ પિતા. ૧. ભોળાનાથ. ૨. પરમેશ્વર.

નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ અમદાવાદના નાગર ગૃહસ્થ સુધરેલા કુટુંબના સીવીલીયન થએલા આસિ. કલેકટર સુધી માનવંતો ઓદ્ધો પામેલા સુરતની સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ હતા. હૃદયવીણા,

કુસુમમાળા, સ્મરણસંહિતા, નુપૂરઝંકાર વગેરે કાવ્યો રચનાર એઓ હયાત છે.

**સમજુતી**-મારાં સર્વ ભાઇ બેન, છોકરાં છૈયાં તમામને, તમને આજે હું મુબારકબાદી આપું છું કે સુખવાડીમાં ફૂલડાં વીણતાં વીણતાં સર્વ દિશામાં રમી (ફરો) મોજ કરો. ૧.

કદાચ સુખવાડીમાં ફરતાં કદી કોમળ આંગળીમાં કાંટો (ફૂલ ચુંટવા જતાં) અથવા (જમીનપર વેરાયલો હોય તે) પગમાં પેસી જઈ દુઃખ આપે. સુખ માર્ગ શોધતા કદી પીડા આવી પડે, તો કોઇ વૈદનો સારો ઇલાજ ઝટ શરૂ કરજો કે જેથી કાંટાનો ઘા, સંસારની પીડા સમી જાય. ૨.

બધા જગતના વૈદોનો પણ વૈદ એક મહાન્ ઇશ્વર છે. કે જે તમને એક ઘડી પણ તજતો નથી, તેનું સેવન શરૂ કરજો, અને દરરોજ તેની ભકિતના રસ વડે હૈયું ભરી દેજો. ૩.

વૈદની દવા, માત્ર, રસ કે રસાયન કરતાં આ વૈદ ઇશ્વરનું ભકિત રૂપી રસાયન તમને કાંટાના ઘા કરતાં પણ જુનાં ને ઊંડા જન્મો જન્મના જખમો રૂઝવવાને અતિ સમર્થ ને અબાધિત છે, એવું કહેવાનો આશય છે.

આજે મારૂં હૈયું કંઇક હર્ષ વડે અને કંઇક શોકગુણે ભરેલું છે. હમણાં તે સુખ અને દુઃખ રૂપી નદીના જોડલાના સંગમમાં નહાતું રહેલું જણાય છે. ૪.

કેમકે હરસાલ બેસતે વર્ષે હું જેમના પગમાં નમીને કૃતાર્થ થતો હતો તે ધર્મની મૂર્તિરૂપ મારા શુભ પિતાજી આજે હયાત નથી તેથી વિષાદ થાય છે અને બેસતા વર્ષના આનંદનાં તો અનેક કારણો

હોય છે. હું એ સખેદ આનંદ અનુભવું છું. ખરેખર, જગત, તું (હમેશ) નવાં નવાંજ રૂપ ધરે છે. ૫.

આ વર્ણન કરતી વખતે આંખ સહેજ અશ્રુભીની બની જાય છે. કવિ લખતાં અટકે છે. લેખન પીઠ ઉપર અગરબત્તી સુગંધ પસરાવતી સળગી રહી છે, તેના તરફ નયન ભીનાં હોવાથી તેમને ઇંદ્રધનુષ બનતું હોય એવો ભાસ થાય છે. તે ઉપરથી છઠ્ઠી કડી લખે છે. સાલ મુબારક લખતી વખતે દિવસજ હશે એમ ખાત્રી પૂર્વક ન કહેવાય દિવસ હશે તોપણ વાદળાંથી આકાશ છવાયલું હશે અને કુદરતી આકાશી મેઘધનુષ્ દેખાયું હશે એમ પણ ન કલ્પી લેવાય. કદાચ તાણીતોણીને એ કલ્પના કરીએ તોપણ તેની સાથે રમણીય સુગંધનો મેળ ન બેસે માટે ઉપલી કલ્પના બંધએ તી ગણવી જોઇએ.

અહીં મારી આંખો સામે ઇંદ્રધનુષ્ બનતું જોઉં છું, વળી આ સુંદર ગંધ પસરી રહી છે, તેનાથી પણ શી રીતે હરખ પામું? (જેટલી ઝડપથી ઇંદ્રધનુષ્ નાશ પામવાનું છે તેટલીજ ઝડપથી સુગંધ પણ અલોપ થનાર છે તો બેમાંના એકેથી પણ હું શી રીતે હરખાઉં?) આટલી એકલી ૬ ઠ્ઠી કડી પણ હું રચી રહ્યો નથી તેટલામાં તો ઇંદ્રિધનુષ્ના રંગો અદશ્ય થઇ ગયા છે, બધી મધુરી ઘટના અલોપ થઈ ગઈ છે. ૬.

જગત્‌ની રચના પણ આવી નાશવંત છે, તો હવે હું મનમાં શોક શાને ધરૂં? જગત્, ભલેને તું ચાહ્ય તેટલાં નવાં રૂપ ધારણ કરે, તેમાં મારે શું? કવિ હૃદયમાં હિંમત ધરી નિશ્ચય કરે છે કે હવે આ ક્ષણે ક્ષણે પલટાતા જગત્‌નો કદી શોક કરીશ નહિ. હવે તો હું પગલે પગલે મારા પૂજ્ય પિતાની મૂર્તિ હૃદયમાં ધારણ કરી હમેશાં ફરીશ. ૭.

મારાં સર્વ ભાઇ બેનો, તમે પિતાજીનું સ્મરણ કરો. વળી મહાન પિતા જગદીશ્વર પ્રભુનું પણ ધ્યાન ધરો. હું એ બેઉ પિતાને નમસ્કાર કરી તમને સૌને આ મુબારકબાદી આપું છું. ૮.

પાઠ ૬૭.

પ્રેક્ષક=(પ્ર+ઇક્ષ=જોવું+અક્)=જોનાર
નાવિક=ખલાસી
સફર=મુસાફરી
ઉલટી દિશાએથી=સામી-વિરુદ્ધ બાજુએથી
અનુભવસિદ્ધ=જાતમાહિતીથી થએલું
પુરાવો=સાબીતી; સાક્ષીરૂપ
સિદ્ધ=સાબીત
ચંદ્રગ્રહણ=પૃથ્વીની છાયામાં ચંદ્રનું આવવું તે. પૃથ્વીની એક તરફ ચંદ્ર ને બીજી તરફ સૂર્ય બરાબર એકજ લીટીમાં આવી જાય ત્યારે, પુનેમને દહાડે પુરો પ્રકાશિત ચંદ્ર દેખાતો નથી, તેને ચંદ્રગ્રહણ કહે છે
સૂર્યગ્રહણ=અમાસને દહાડે સૂર્ય ને પૃથ્વીની વચ્ચે ચંદ્ર આવી, બરાબર એકજ સીધી લીટીમાં હોઇ પુરેપુરા સૂર્યને ન જણાવા દે ત્યારે સૂર્યગ્રહણ કહેવાય.

આખો સૂર્ય ન દેખાય તે 'ખગ્રાસ-ગ્રહણ' ને સૂર્યનો થોડોકજ ભાગ ઘેરાએલો જણાય તો 'ખંડિત' સૂર્યગ્રહણ કહેવું. જુઓ પાઠ ૮૫ મો.
સમાનતાના નિયમથી=સરખી વસ્તુને—સરખોજ નિયમ લાગુ પડે છે તે પ્રમાણે

**પ્રશ્નો.**

૧. પૃથ્વી ગોળ હોવાની શી શી સાબીતીઓ છે ?

૨. પૃથ્વી લીંબુ જેવી ગોળ નથી પણ નારંગી જેવી છે. આમ કહેવાનો શો હેતુ છે ? (ઉ૦ ટાચપર ને નીચે ચપટી છે.)

૩. લીંબુ ને નારંગી વચ્ચેનો તફાવત સમજાવો.

૪. ગ્રહણ વખતે ચંદ્ર તથા પૃથ્વી અવારનવાર ક્યાં હોય છે ? (ઉ. વચ્ચે).

પાઠ ૬૮.

સત્ય ભાષણ=સત્ય બોલવું તે
સત્ય વર્તન=ખરી રીતે ચાલવું તે
પ્રામાણિકતા=ખરે રસ્તે ચાલવું તે
ખલેલ=અડચણ; મુશીબત
પ્રસન્ન=રાજી
નિંદા=માઠી વાત; અપકીર્તિ
સાક્ષિભૂત=સાક્ષી તરીકે; સાક્ષી પુરનાર
અંતરાત્મા=જીવ; અંતરમાં રહેલો આત્મા; પરમાત્માનો અંશ
આચરવું=ચાલવું; વર્તવું.
સર્વવ્યાપક=બધે ઠેકાણે ફેલાયલો
સેવ્યો=ભોગવ્યો
પ્રભાવ=મોટાઈ; મહિમા
ઉત્તેજન=મદદ
પરિશ્રમ=મહેનત
યુક્તિ પ્રયુક્તિ=આંટીઘુંટી; ગલીકુંચી; ખરીખોટી ગોઠવણ; કપટકળા
વિકટ=ભયંકર; અઘરો
વાંકાચુંકા=ગુંચવણ ભરેલો; મુસ્કેલ
ગલીકુંચી=આંટીઘુંટી; યુક્તિ પ્રયુક્તિ; નીકળવાનો રસ્તો
ધમાચકડી=ધાંધલ; ધમાલ
અડફટ=ઠેસ; ઠોકર; અથડાઅથડી
ઓરાડી દેવો=નાંખી દેવો; ઢોળી પાડવો; માથે પાડવો; કસુરવાન ઠેરવવો.
ખંચાતો ખંચાતો=અચકાતો અચકાતો; બ્હીતો બ્હીતો
સડાસડ=ઉપરાઉપરી
લગાવી દીધી=મારી
ખો=ટેવ

પાઠ ૬૯.

સંભારણ=સારી રીતે બોલવું તે
કેશિની=એક સુસુંદર સ્ત્રીનું નામ છે
વિરોચન=પ્રહ્લાદનો પુત્ર
સંવાદ=વાદવિવાદ; વાતચીત
અતિરૂપવંતી=ઘણી રૂપાળી
સ્વયંવર=પોતાને ત્યાં ગામેગામથી તેડાવી એકત્ર કરેલા પુરુષોમાંથી પોતાની મેળે પસંદ કરેલા પુરુષને પરણવું તે.
પાદ્ય=પગ ઉપર પાણી મુકી પૂજવા તેમાં પગ પર મૂકવાનું પાણી તે પાદ્ય

અર્ધ્ય=અરધીઆમાં પાણીમાં ચદન પુષ્પ નાખી પૂજા કરવી તે; પુજાનો સામાન

આસન= બેસવાની જગા; બેઠક

સુવર્ણ પર્યંક= સોનાનો ખાટલો

પર્યંક=પલંગ

સ્પર્શ=અડકવું તે

દર્ભાસન=(દર્ભ=દાભ+આસન=બેઠક=) દાભનું ગુંથીને બનાવેલું આસનીઉં; દાભની સાદડી.

દાભ=દર્ભ;=એક જાતનું ઘાસ;

દાભ શ્રાવણ માસમાંજ લાવી મુકયું હોય તો ખપ લાગે. એની ધાર તરવાર જેવી હોય છે. એને ઉભું ઝાલીને ખેંચે તો હાથ વઢાઈ જાય; જેમ માંજાની દોરીથી પતંગની મોસમમાં આંગળાં કપાય છે તેમ. અસલ વિદ્યાર્થીને ગુરુઓ આશ્રમમાં દાખલ કરતા અગાઉ દાભ લેવા મોકલતા. જડયુ હોય તે ઉભા ને ઉભી ખેંચી લાવે તે પરથી ગુરુ આંગળાં જોઇ તેની ચાલાકી પારખી જાય. દાભ ને 'કુશ' કહે છે, ને તે લાવવામાં જે હોશિયાર હોય તે 'કુશલ' કહેવાતો, 'કુશળ' શબ્દ આ રીતે ઉત્પન્ન થયો છે.

નિકાલ=નિર્ણય.

હોડ=સરત; કબુલાત.

સર્વસ્વ=પોતાનું હોય તે બધું.

નિર્ણય=ફેંસલો; ચુકાદો.

સુધન્વા=અગિરસનો પુત્ર; એ બ્રાહ્મણ હતો.

શ્રેષ્ઠ=ચઢિઆતો; ઉત્તમ

યાચના=માગણી; ભીખ માગવી તે

દુર્લભ=ફરી ન મેળવી શકાય એવો; મેળવવો મુશ્કેલ

સ્તુતિ=વખાણ; કીર્તિ.

શંકરાચાર્ય=શંકર ભગવાનનો દક્ષિણ હિંદમાં થએલો અવતાર; શૈવધર્મના પુનરુદ્ધારક

વિવાદ=ચર્ચા; વાતચીત; સંવાદ

મંડનમિશ્ર=બંગાળા તરફના એક વિદ્વાન બ્રાહ્મણ; કુમારિલ ભટ્ટના શિષ્ય

પદ=અધિકાર; ઓદ્દો; પદ્દી

ભારતી=મંડનમિશ્રની સ્ત્રી; સરસ્વ-

તીનો અવતાર ગણાતી હતી
વિરુદ્ધ=સામી બાજુએ; ઉલટી દિશામાં; ગેરલાભમાં
પક્ષમાં=તરફેણમાં; લાભમાં
ઇર્ષ્યાભાવ=અદેખાઇ; વૈરવૃત્તિ
તૃપ્ત કરવા=શાંત કરવા
સર્વત્ર=બધે ઠેકાણે
તિરસ્કાર=તુચ્છકાર
દ્વયર્થી=દ્વિ+અર્થ+ઇ=બે અર્થ વાળું; બે અર્થ થાય એવું; વ્યંગમાં
સંદિગ્ધ=સંશય પડતું; અનિશ્ચિત
સર્વદા=હંમેશાં
બદલાતું=બીજું થતું

**સાર**—દરેક વ્યકિતએ હરેક પ્રસંગમાં-અસત્ય બોલવાનો ગમે તેવો પ્રસંગ આવે તોપણ-સત્યાગ્રહી રહેવું. બેઉ પાઠમાં આપેલાં દૃષ્ટાંતોથી સાબીત થાય છે કે 'સત્યનો સદા જય' છેજ. સાચું બોલતાં સ્વજનનું અકલ્યાણ થતું હોય તોપણ નીડરતાથી તેમ વર્તતાં ઇશ્વર સૌ સારૂંજ કરે છે. પ્રભુ વારંવાર કસોટી કરી જુએ છે અને તેમાં પાર ઉતરનારને દુઃખમાંથી સુખ સંપાડી દે છે; જેમ દહીં ઉપર ખૂબ-વલોણાના-સપાટા પડતાં માંહ્યથી ઘી નીપજે છે તેમ. મશ્કરીમાં, વેપાર રોજગારમાં, કોર્ટના કામમાં, દરેકમાં પ્રમાણિકપણે સત્ય બોલવું ને સદ્વર્તન રાખવું. જુઠું બોલી ગુનો છુપાવનાર એકના બે કરે છે; ને એક જુઠાણું સો જુઠાણાં કરાવે છે. આમ તરકટ રચવામાં વારંવાર મુંઝવણ ઉભી થઇ મન ઉપર માઠી અસર થાય છે, ને મોત વહેલું આવે છે. આથીજ કહ્યું છે કે અસત્ય આચરનારનું આવરદા ઓછું થાય છે. જુઠાણું પકડાતાં શાખ જાય છે, ને પ્રત્યેક જુઠાણાનો સામટો, પુરેપુરો બદલો મળે છે. અડગ સત્યવાદી પોતાનું અમર નામ મૂકી જઇ જગતને દૃષ્ટાંતરૂપ થઇ પડે છે.

**પાઠ ૭૦.**

શિકારી=શિકાર કરનાર; પારધિ; પક્ષી પકડનાર
સંહાર=નાશ

યુવાન=જુવાન
ક્રૂરતા=ઘાતકીપણું
વિશ્વ=દુનિયા
આશ્રમ=મઠ; ઘર; રહેઠાણ
સંત=સત્પુરુષો; સજ્જનો
લતા=વેલ
તરુ=ઝાડ
દૃષ્ટિ=નજર
વિશ્વ સૌંદર્ય=જગતની શોભા
તીર=બાણ
વ્યર્થ=ફોકટ
મથે=મહેનત કરે
ના ના=નહિ, નહિ; કદી નહી
કિંતુ=તોપણ; ફક્ત; તેને બદલે
સ્થૂળ=જડ શરીર
સુણ=સાંભળ
હૈયામાં=અંતઃકરણમાં
વેડરીદેતાં=બેદરકારીથી ગુમાવી દેતાં; વિખેરી નાખતાં
ઉપભોગ=ભોગવટો
આર્દ્રતા=કોમળતા; સરળતા
ભળવું=મળી જવું; એકરૂપ થવું

કલાપી=મોર. આ સ્થળે એ શબ્દ કાઠિઆવાડમાં આવેલા લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સૂરસિંહજી તખ્ત સિંહજીનું ઉપનામ-ટુંકું નામ સૂચવે છે. એઓ રાજ્ય ચલાવવા કરતાં સાક્ષર જીવન ગાળવું વધારે પસંદ કરતા હતા. એમણે એક જગાએ કહ્યું છે કેઃ—

"જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી" એમનો ગુર્જર સાહિત્ય પ્રતિનો પ્રેમ અને સેવા અતિ સ્તુત્ય છે. એમના મિત્ર સદ્‌ગત "કાન્ત" કવિ મણિશંકર રત્નજી ભટ્ટ પણ સુંદર કાવ્યો રચી ગયા છે. કલાપીનાં કાવ્યો તેમના દેવલોક થયા પછી એકઠા કરી કાન્તે 'કલાપીનો કેકારવ' નામે પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કર્યાં છે. તેમાં હૃદય સ્પર્શી રીતે દીલના ઘા વર્ણવ્યા છે. ખરેખર, મોરના ટુહૂકાર જેવાંજ તેમના રમ્ય છે. કલાપીનો કાશ્મીરનો પ્રવાસ સસ્તા સાહિત્યે બહાર પાડયો છે તે પણ વાંચવા જેવો છે. કવિનું ઘવાયલું હૃદય, તેમની દર્દ ભરી વાણી

અને મનોવેધક ચિતાર વાંચનારને ઘડીભર ગંભીર બનાવી મૂકે છે, અને કેટલોક શબ્દ પ્રવાહ આપો આપ કંઠસ્થ થઈ જાય છે–રહી જાય છે.

**સમજુતી**–હે જુવાન શિકારી, આ નાશ કરવાનું તારૂં કૃત્ય રહેવાદે, રહેવાદે. આવું ઘાતકીપણું કરવું તને ઘટતું છાજતું–યોગ્ય લાગતું નથી; કેમકે આ દુનિયા તો સંતોનો મઠ અથવા સજ્જનોનું ધામ છે.

એ આશ્રમની સુંદરતારૂપે—

આ રૂડાં પક્ષીઓ, ફૂલડાં, વેલીઓ, ઝરણો અને ઝાડો આવી રહેલાં છે, તેના તરફ તારે ઘાતકી નજર ફેંકવી ઘટતી નથી, કેમકે એ તો દુનિયાનું કુમળું, સુંદરપણું છે.

જગતની સુંદરતા એટલી બધી સુકોમળ છે કે તે તારી ક્રૂર દૃષ્ટિ પણ સહન કરી શકે તેમ નથી, તો પછી સંહાર તો કેમજ ખમી શકે? માટે હે યુવાન શિકારી, આ સંહાર રહેવાદે, રહેવાદે!

બાણવડે પક્ષી મેળવવાને આ તારૂં ઘાતકીપણું ફોકટ ફાંફાં મારી રહ્યું છે. ખરેખર, તીરથી પક્ષી તો કદી નહિજ મળી શકે; ફક્ત તેને બદલે તેનું સ્થૂળ શરીર–દેહરૂપી પાંજરૂંજ મળી શકશે.

કવિ અહીં શિકારીને સમજાવવા પયત્ન કરે છે, કે જેમાંથી સુંદર અવાજ નીકળતો સાંભળી શકે છે, તે શરીરનેજ તું 'પક્ષી' માની બેઠો છે, તે તારી ભૂલ છે. એમાં જે પક્ષીપણું—સુંદર દેખાવ, રંગ, અવાજ વગેરે ગુણો તું જે અનુભવી રહ્યો છે તે એને પકડીને પીંખી નાખીશ તોપણ નહિ જડે. એ ગુણધર્મોવાળું–

પક્ષી જો તારે મેળવવું હોય તો તું છાનોમાનો એનું ગીત કે ગાયન સાંભળ્યા કર તેથી તને તારાજ હૈયામાં એ પક્ષી પોતાના પ્રભુ સાથે મળશે.

પ્રભુ સાથે મળવાનું કહ્યું છે તે એટલા માટેજ કે જેમ પ્રભુની સમીપમાં રહેનારને આનંદ અને કલ્લોલ સિવાય કશું કરવાનું હોતુંજ નથી, તેમ તે (પક્ષી) આ અવસરે ઉમંગભેર આનંદવાણી ઉચ્ચારી રહ્યું છે. વળી આત્મારૂપી ભગવાનના આધારેજ પ્રભુ (સત્–ચિત્ અને) આનંદસ્વરૂપની રસછોળ વહેવરાવી શકાય છે, તેમ તે કરી રહ્યું છે. માટેજ કવિ કહે છે કે પક્ષી તેના પ્રભુ સાથે તારા અંતઃકરણમાં તને મળશે.

સુંદરતા કંઇ વીણી વીણીને જુદી કઢાતી નથી; વીણી લેવાથી, આઘીપાછી કરવાથી, બેદરકારીથી, વિખેરી નાખવાથી, ઢોળફોડ કરવાથી તો સુંદરતા કદી મળતીજ નથી. સુંદરતા પામતાં અગાઉ તો પોતેજ સુંદરતારૂપ થવું પડે છે.

પોતે સુંદર થવું તેનો આશય એટલોજ છે કે સુંદરતા સમજી શકે એટલું કેળવીને લાયક અંતઃકરણ બનાવવું. શરીર તો કુદરતે ઘડેલું તેવુંજ કુરૂપ કે સુરૂપ રહે, તેમાં સુંદરતા લાવવી એ પોતાના હાથની વાત નથી; તોપણ હૃદય તો કેળવીને સુંદરતા સમજવા, પામવાને તદ્રૂપ થવા ગ્યોગ્ય બનાવી શકાયજ. તેમ કરવાથીજ સૌંદર્યદ્વારા પ્રભુની ઉપાસના, ઉપયોગ અને ઉપભોગ કરી શકાશે, એમ આગળ કવિ સમજાવે છે.

સુંદરતા ભેગાં મોજ કરવી એતો પ્રભુનો ઉપયોગ છે; અને એજ સુંદરતાને પોષવી તથા પૂજવી એજ તેનો ભોગવટો (કર્યા બરાબર) છે.

પ્રભુ એ આલ્હાદક અને પ્રસન્નકારી મૂર્તિ છે. તેનું સ્થાન હોય ત્યાં સુંદરતાજ ઘટે, કેમકે સુંદરતા વગર પ્રસન્નતા કે આલ્હાદ ઉપજેજ નહિ. આથી જ્યાં જ્યાં સુંદરતા છે, ત્યાં ત્યાં પ્રભુના અધિક અંશની

સમીપતા શકય છે; માટે સુંદરપણા સાથેની ક્રીડા એ તેની સમીપ રહેલા પ્રભુનો ઉપયોગ કર્યા બરાબરજ છે. હવે જેમાં પ્રભુ છે તેનું–પ્રભુની ચીજનું–તો પોષણ તથા પૂજનજ ઘટે. પ્રભુની પ્રતિષ્ઠાયુક્ત માનેલા સૌંદર્યનું પણ પોષણ ને પૂજનજ ઘટે. દેવની મૂર્તિમાં જે ભાવના ઓતપ્રોત થએલી છે તે આમાં પણ રાખવી જોઇએ. મૂર્તિ સમક્ષ નૈવેદ્ય ધરાવી તેનો પણ ઉપભોગજ કરીએ છીએ, તેમ આ સુંદરતા પોષવા અને પૂજવામાં વાપરેલા સર્વનો ઉપભોગજ કરીએ છીએ, જેમ–દાન આપવા માટે વાપરેલી લક્ષ્મીજ ઉપભોગાર્થે ખરચાયલી ગણાય છે, ઘરમાં સંચકી રાખેલી કંઈ ઉપભોગમાં આવેલી ગણાતી નથી; તેમ સુંદરતાની સેવા અને સહાય માટે કરેલું કાર્ય તેજ તેનો ભોગવટો છે; કેમકે એ રસ્તેજ સૌંદર્યનો ઉપભોગ કરી શકાય છે. માટે–

હે યુવાન શિકારી, તું આ સંહારકર્મ રહેવાદે, રહેવાદે. બધે જે સરળતા, શાંતિ, કોમળતા ને મધુરતા ફેલાઈ રહેલી છે, તેમાં ભળીજવું, ભળી જવું એજ સારૂં છે.

### પાઠ ૯૧.

હૃદય=છાતીના વચલા ભાગમાં લોહીને રહેવાની જગા; લોહીની ટાંકી

ફેફસાં=છાતીના બે પડખામાં શ્વાસ લેવા મૂકવાના અવયવ

શ્વાસોચ્છ્વાસ=શ્વાસ+ઉચ્છ્વાસ ઉત્ ઉપ૦ને શ્વસ્ ધાતુ=શ્વાસ લેવો તથા બહાર કાઢવો તે

અદ્ભુત=આશ્ચર્યકારક

યંત્ર=(યમ્=ચલાવવું+ત્ર=સાધન=) સંચો.

રુધિર પરિસરણ=(રુધિર=લોહી+પરિ ઉ૦ સૃ ધાતુ=સરવું, પસરવું, ફેલાવું+અન્ ક્રિયાવાચક પ્રત્યય)= લોહીનું શરીરમાં ફરી વળવું તે.

જામફળ=જમરૂખ

કદ=મહત્ત્વ
છિદ્રદ્વારા=કાણાને રસ્તે,
અસ્વચ્છ=મેલું.
પુખ્ત ઉમર=જુવાની વય

પાઠ ૭૨ મો

પ્રતિફલિત=જેનું પ્રતિબિંબ પડે છે તે
પ્રતિફલિત થાય છે=તેમાંથી તેનું પ્રતિબિંબ-પડછાયો પડે છે.
સૂર્યોદય=સૂર્યનું ઊગવું તે (સૂર્ય+ઉદય)
ધરી=પૃથ્વીના ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી જતી બંનેને સાંધનારી કલ્પિત રેખા
પરિધ=ગોળાની હદ દેખાડનાર લીટી
વર્તુળ=ગોળ
વિકટ=અઘરૂં
સંશોધન=બારીક રીતે તપાસ કરવી તે.

**પ્રશ્નો.**

૧. પૃથ્વી ફરે છે કે સ્થિર રહે છે?

૨. પૃથ્વી ફરે છે તો આપણે બધાં, ઘર, ઝાડ વગેરે કેમ પડી જતાં નથી?

૩. પૃથ્વી કઇ દિશાથી કઈ દિશા તરફ ફરે છે?

૪. પૃથ્વી ફરે છે તેની સાબીતી શી?

૫. રાત્રિ દિવસ થવાનું કારણ શું?

૬. જેમ જેમ પૂર્વ તરફના મુલકમાં જઇએ તેમ તેમ સૂર્ય વહેલો ઊગે છે, તેનું શું કારણ?

૭. કરાંચી અને કલકત્તા એ બેમાં કયે ઠેકાણે સૂર્ય મોડો ઉગશે?

૮. મુંબઇ અને મદ્રાસ એ બેમાં કઈ જગાએ સૂર્ય મોડો આથમશે?

પાઠ ૭૩.

અનેક=ગણાં
મત્સ્ય=માછલાં
ક્ષુધા=ભૂખ
શુષ્ક=સુકું
તરબોળ=ખૂબભીની

| | |
|---|---|
| વીનવીને=સમજાવીને; કાલાવાલા કરીને | વિયોગ=જુદાં પડવું તે |
| રુદન=રડવું તે | બાંધવ=સગું વહાલું |
| ઉપવાસ કરવાનું વ્રત=એને પ્રાયોપવેશન વ્રત કહે છે | નિશ્ચિંત=ફીકર વગરનાં |
| વ્રત=નિયમ | અત્યંત=ઘણાંજ |
| આદર્યું=શરૂ કર્યું | બેબાકળા=ગભરાએલાં; આકુળ વ્યાકુળ |
| જળચરો=પાણીમાં રહેનારાં જીવો | અનાવૃષ્ટિ=વરસાદ નહિ પડવો તે |
| ખિન્ન=દિલગીર | વિશ્વાસ=ભરોસો |
| આચર્યું=પાળવા માંડયું | આહાર કરતું=ખાતું |
| શોષાઇ=સુકાઇ | ઇષ્ટદેવ=પોતે પસંદ કરેલો દેવ |
| | શિલા=પત્થર |

નાનાં મોટાં અનેક તરેહનાં માછલાંઓને ખાઇને બગલું લોભથી મરી ગયું. કાચબાએ તેને સપડાવ્યું.

**બોધ**—લોભથી આડું તેડું, ઉંધું ચતું, ખરૂં ખોટું સમજાવી પોતાનો ખોરાક મેળવનારો બગલો અકાળે-વગર મોતે કાચબાથી મૂઓ. એમ બીજાને છેતરનારો મોડો વહેલો પોતેજ ફસાય છે. હમેશાં બધાંનેજ છેતરી શકાતાં નથી, માટે ગમે તેવી લાલચ રાખવી નહિ કે લોભ કરવો નહિ. લુચ્ચાઇનું ફળ ખરાબજ આવે છે.

| | |
|---|---|
| **પાઠ ૭૪** | કમર કસી=હિંમત રાખી |
| વળશે=બનશે; ફાવશે | ફળશે=ફાયદો આપશે |
| ભૂતતણો=થઇ ગએલી વાતનો | ચાનક=ખંત; ચીવટ |
| ભવિષ્યમાં=આવતા વખતમાં | વિઘનો=હરકતો |
| દળદર=ગરિબાઇ | ગળશે=જતા રહેશે |

ભાએગ=નસીબ. | બળશે=સારૂં થશે

**સમજુતી**—હે ભાઈ! રડવાથી શું વળવાનું છે? રડવાથી શું વળવાનું છે? થઇ ગએલી વાતની દીલગીરી કરતાં આવતા વખતમાં શું વળવાનું છે? (૧)

શરમ રાખીને બેસી રહેવાથી ગરિબાઇ તે શી રીતે મટશે? (૨)

નહિ નહિ! એમ તો કંઇ સુધરવાનું નથી, પણ એથી તો ઉલટો જીવ બળશે. (૩)

હિંમત રાખીને જો ધંધાની તજવીજ કરવામાં આવે, તો ઉદ્યમ સારૂં ફળ આપશે (૪)

ડહાપણુ, ચાલાકી, અને ધીરજ રાખીને કામ કરવામાં આવે, તો સઘળી અડચણો નાશ પામશે. (૫)

નર્મદાશંકર કવિ કહે છે કે, ભણી ગણીને દીલગીરીનો નાશ કરવામાં આવે, તો નસીબ સારૂં થશે. (૬)

### પાઠ ૭૫.

દેવું=કરજ

વિકટ=અઘરૂં

છાવરવાને=છુપાવવાને

આવસ્યકતા=જરૂરીઆત

પાયમાલી=ખરા સ્થિતિ, છેકજ નાશ

મનનીય=મનન કરવા જેવા, વિચારવા જોગ

સત્પ્રયત્ન=સારો ઇલાજ

વર્જવા=તજવા

સ્વમાન=પોતાની ઇજ્જત

દમામ=ભપકો, આડંબર

ઢબ=રીતભાત

કમ=કમી; ઉતરતો

નાતમ=લાંછન

પરંપરા=પેઢીઘર પેઢી, વંશ ચાલે ત્યાં સુધી

અલંકૃત કરનાર=શોભાવનાર

શકય=સંભવિત

તિલાંજલિ=મરનારની પાછળ ધર્મ

| | |
|---|---|
| ક્રિયામાં તલ નાખીને ખોબો ભરી પાણી આપવામાં આવે છે તે, એ છેલ્લી અંજલિ-તર્પણ છે, માટે તિલાંજલિ આપવી=છેલ્લા નમસ્કાર; કાઢી નાખવું; રજા આપવી. | અવશ્ય=જરૂર<br>દ્વાર=બારણું માર્ગ<br>દીન=ગરીબ<br>અનહદ= હદ વગરની, પુષ્કળ<br>ઋણ=કરજ, દેવું |

**બોધ**—જાને જેવા હોઇએ તેવા દેખાડવામાંજ પ્રમાણિકપણું છે. એથી વધારે સારા દેખાવડા કે માલદાર હોઇએ એવો દેખાવ કરવાની અને તેવી રીતભાત રાખવાની ખોટી ટેવથી ઘણાં માણસો દેવાદાર બને છે. બીજાની નજરે આપણે કેવા દેખાઇશું તેની ફીકર રાખનાર માણસ દયા ખાવા જોગ છે. તે મોડો વહેલો પણ દેવાદાર બની પોતાની પેઢીધરપેઢીને દુઃખદરીઆમાં ધકેલી દે છે. છળભેદ કરતાં કરતાં તે બીજાને છેતરવાને બદલે પોતે પોતાને છેતરે છે; અને તેનામાંથી સદ્‌ગુણો કમી થતાં જતાં બધેથી તે હડે હડે થાય છે. માટે દેવું કરવાનું મન થાય ત્યારથીજ તેને અટકાવવું અને સાદાઇથી રહેવાની અને ખોરાક તથા કપડાંમાંથી જતભાત ઓછી કરવાની ફીકર રાખવી,

### પાઠ ૭૬,

| | |
|---|---|
| ક્ષીણ થાય છે=ઘસાય છે.<br>વિનાશકારક=નાશ કરનારી.<br>રાસાયણિક=રસાયનશાસ્ત્રના નિયમ પ્રમાણે<br>મળમૂત્રને માર્ગે=ઝાડા પિશાબને રસ્તે | મળમૂત્ર દ્વારમાંથી=ઝાડાપિશાબના કાણામાંથી<br>સ્થિતિપરત્વે=સ્થિતિને અનુસરીને<br>ભિન્ન=જુદું.<br>પ્રતિક્ષણ=પળેપળે; ક્ષણેક્ષણે<br>પુષ્ટ=મજબૂત<br>ક્ષીણતા=ઘસારો |

દહનક્રિયા=બળવાની ક્રિયા
સ્નેહાકર્ષણ=બે તત્ત્વોના રજકણ વચ્ચે અમુક પ્રકારનું આકર્ષણ રહેલું છે તેથી તે એક થઇ સંયુકત પદાર્થ બને છે તે આકર્ષણ; બે અણુઓને જોડી રાખનારૂં બળ;
શિરા=નસ
ધમની=લોહી જેમાં થઇને ફરે છે તે નાડી
સંરક્ષિત=સારી રીતે રક્ષણ કરાયલી
અહર્નિશ=રાતદહાડો (અહઃ=દિવસ+નિશ=રાત્રિ)
સતત=ચાલુ ને ચાલુ; કાયમ
ક્ષય=નાશ
સ્ફૂર્તિ=જાગ્રતિ
મંથન=વલોણું; વલોવાનું તે
રૂપાંતર=બીજું રૂપ

પાઠ ૭૭ મો.

સાલતો હતો=ખૂંચતો હતો
હણાતા=માર્યા જતાં
અનિશ્ચિત=મોઘમ; નિશ્ચય કર્યા વગરનું
વિદિત કરી=જણાવી; જાહેર કરી
સમક્ષ=નજર આગળ. અક્ષ=આંખ
સાનવાળો=(સાન=સમજણ) ડહાપણવાળો
બિન ગુનેગાર=વાંક વગરનો; નિર્દોષ
દેશ નિકાલ=દેશપાર
બેલાશક=ખચિત; નક્કી
પિતા તુલ્ય=બાપ બરાબર
રાય ને રંક=તવંગર ને ગરીબ; રાજા અને ભિખારી
સમદૃષ્ટિ=સરખી નજર
ક્રૂર રીતે=ઘાતકીપણે
વિરલજ=કોઇકજ
ન્યાયચક્ષુ=ઇન્સાફ રૂપી આંખો
સ્તુતિ=વખાણ

**બોધ**—સાચી વાત જાહેર કરવામાં ઘણાનું હિત થતું હોય તો જાતે જોખમ ખેડીને પણ તેમ કરવા ચૂકવું નહિ. અલબત્ત, જરૂર પડે તો કંઇક યુકિત કરીને પણ જેનામાં તે દોષ સુધારવા સુધરાવવાની શકિત હોય તેનાજ આગળ તે વાત પહોંચે એવી ગોઠવણ રાખવી.

રાજા, તેના અમલદારો કે કુટુંબી જનોને આમજ સુધારાય.

પાઠ ૭૮.

એકદેશી=એકજ પ્રકારની; એક પક્ષી
ઔદ્યોગિક=હુન્નર ધંધાની
યાંત્રિક=સાંચાકામ સંબંધીની
નાનમ=હીણપત
લાજ લાગે=શરમ આવે
નિર્વાહ=ગુજરાન
વિશ્રામ=આરામ
આશ્રય=આધાર
હીણપત=એબ; લાંછન; હલકાઇ
નિંદ્ય=વખોડવા લાયક
પ્રતિષ્ઠા=આબરૂ
અવિનયી=ઉદ્ધતાઇ ભરેલાં
મશગૂલ=તલ્લિન; એકચિત્તે મંડેલો,
સ્વાશ્રયી=સ્વતંત્ર; પોતાની મેળેજ કામ કરનાર

બોધ—શરીર અને બુદ્ધિની શકિત એક બીજાને ઉપયોગી છે, તેથી તેમની ખીલવણી સરખી રીતે અને સારી રીતે કરવા માટે ભણતર ઉપરાંત જાત મહેનતની પણ તેટલીજ જરૂર છે. શરીર મેલું થાય તેથી કંઇ મન મેલું થઇ જતું નથી, ઉલટું શરીરથી શ્રમ કરતાં તેટલો વખત મન તેમાં પરોવાયલું રહે તો મન મેલું થતું અટકે અને તેટલે અંશે શરીર કેળવાય એમ બેવડો લાભ થાય. માટે જાત મહેનત તરફ પ્રીતિ રાખવી એ જીવન સંગ્રામ જીતવાનો અમોઘ ઉપાય છે.

પાઠ ૭૯.

પ્રોત્સાહક પરી=(પ્ર+ઉત્સાહ+અક,) ઘણાજ ઉત્સાહવાળી સુન્દરી; દયાનાં કામ કરનારી ઉત્સાહી સ્ત્રી
પ્રતિ=તરફ
દુઃખમાત્ર=તમામ દુઃખ
લગની=સ્નેહ; મોહની,
વહાલસોયું=પ્રેમાળ
ઉત્કંઠા=આતુરતા
યોજવાની=ગોઠવવાની
બાલ્યાવસ્થામાં=બચપણમાં
સુવ્યવસ્થિત=સારી વ્યવસ્થાવાળી
પ્રવીણ=કુશળ; પુરેપુરી માહીતગાર
મંત્રી=પ્રધાન

યુદ્ધક્ષેત્ર=લડાઇનું મેદાન
સ્વાધીન કરો=સોંપો
સ્વયંસેવિકા=રાજીખુશીથી બદલાની આશા વગર સેવા કરવા તૈયાર થએલી સ્ત્રી
વિનતિ=અરજ
પરિચારિકા=સેવા કરનારી સ્ત્રી; નર્સ; માવજત કરનારી સ્ત્રી
તનતોડ=શરીર તૂટી જાય એટલી
રોજિંદો=રોજનો
સ્નેહાળ=હેત ભર્યો
આશાજનક=આશા ઉત્પન્ન કરે એવાં
વેણ=વચન
રોગીશાળા=રોગીઓને રહેવાનું ઠેકાણું
મૂર્તિમતી દયા=જાણે દયાની મૂર્તિ હોયની તેવી.
અથાક=થાકી જવાય એટલો બધો
પરિશ્રમ=મહેનત
સ્તુતિપાત્ર=વખાણવા લાયક.
અલાહેદી=નોખી; જુદીજ
આડંબર=ભપકો; ધમાલ; ઠાઠમાઠ.
આદર્શભૂત=નમુનેદાર, દાખલો લેવા લાયક.

**બોધ**—સેવા કરતાં શીખવું હોય તો માગણીની રાહ ન જોતાં તરતજ મદદ કરવા મંડી પડવું જોઇએ. સેવક થવામાં યોગ્ય આવડત જોઈએ છે, તે મેળવવાને સદાય તત્તપર રહી એક પણ તક ચુકવી જોઇએ નહિ. સેવા કરનારમાં પોતાનો વખાણ થાય છે કે નહિ તે જોવાની તો મુદ્દલ હોંસ હોવી ના જોઇએ. સારા સેવક બની બેસી ન રહેતાં બીજાઓને તેવી તાલીમ આપી સેવા કરનારાઓની ફોજની ફોજ તૈયાર થાય એવી યોજના રાખવી જોઇએ. દેશ સેવાના સંકુચિત ક્ષેત્રમાંથી વધતાં વધતાં પ્રાણિમાત્રની સેવા કરવા પ્રેરાવું જોઇએ જનસેવા એજ પ્રભુ સેવા છે.

### પાઠ ૮૦મો.

સંતન=સંતપુરૂષ
મનભરીયાં=મનહિપ્ત થાય તેવાં
નિરંતર=હમેશ

અંતરને મંદિર=હૃદયમંદિરમાં; અંતર ગુહામાં; હૃદયના પોલાણમાં
ધૂન=છંદ; લેહ; લગની
ઓરદોર ને ખેલ=રમતગમત ને અધિકારનો મદ ને ભપકાનો આ જમાનો છે.
નેહ=સ્નેહ
નંદન=ઈંદ્રની વાડી.
પ્રભુ આદેશ=પરમેશ્વરની આજ્ઞા, એ આજ્ઞા પાળનાર, સદ્ગુણી, સ્નેહાળ, જગત આત્માની પેડે જોનાર મનુષ્ય દેવ સમાન છે.
કુમકુમ=કંકુ
પાવનિયાં=પવિત્ર
પ્રભુજન=પ્રભુને પીછાણનારાં તેને પગલે ચાલનારાં પ્રભુનાં માણસ.
આતમજ્યોત=આત્માનો દૈવી ગેબી પ્રકાશ
આતમ૦=અમારાં હૃદયમાં આત્માનો પ્રકાશ પાડનાર
ઝળહળાવનારા=ઝગઝગાવનારાં પ્રકટ કરી તેનો અનુભવ કરાવનારાં
હીર=૧ રેશમ ૨ હીરો ( આત્મા રૂપી)
તાંતણીએ=તાંતણાથી
બંધનિયાં=કુમળા બંધન

લલિત=પ્રેમાળ કવિ જન્મશંકર મહાશંકર બૂચનું એ ઉપનામ છે. સૌરાષ્ટ્રનું બુલબુલ ગણાતા હતા. એઓ સ્વર્ગસ્થ થયા પછી એમના કાવ્યોનો સંગ્રહ 'લલિતકાવ્યો' નામે પ્રકટ થયો છે. સુંદર કંઠથી સ્વરચિત મધુરકાવ્યો ગાવામાં કુશળ એ કાઠિઆવાડી નાગર ગ્રહસ્થ હતા.

**સમજુતી**—હે સત્પુરૂષ, સદ્ગુરુ, મનહિપ્ત કરે એવા કોઇ સજ્જન, તમે મારા હૃદય મંદિરમાં મળજો; હમેશાં હૃદય ગુહામાં મળજો; નિરંતર હૃદયના પોલાણમાં મેળાપ કરજો.

આજકાલ તો મોજશોખને દોરદમામની ધૂન મચી રહી છે, એના અજબ છંદમાં સૌ નિરંતર મશગૂલ રહે છે; માટે ઇંદ્રની વાડી જેવા મધુરાં અને સ્નેહથી ભરપૂર એવાં સાચાં સજ્જન હો, મારા હૃદય

મંદિરમાં આવીને મળજો; હંમેશ મારી હૃદય ગુહામાં મળજો.

આ દુનિયામાં પ્રભુની આજ્ઞા જગાવનારો, તેને પોતાના જીવનમાં ઉતારનારો—ને પ્રમાણે ચાલનારો—માણુસ દેવ બને છે (કેમકે પ્રભુની આજ્ઞા પાળનાર, સદ્‌ગુણી, સ્નેહાળ, જગતુને આત્માની પેઠે જોનાર મનુષ્ય દેવ સમાન છે.) હંમેશાં તે માણુસ દેવ બને છે. એવા કંકુને પગલે પવિત્ર કરનારાં પ્રભુને પીછાણુનારાં, તેને પગલે ચાલનારાં, પ્રભુના માણુસ અમને હૃદયમંદિરમાં મળજો, હંમેશા મારી હૃદયગુહામાં મળજો.

આત્માનો દૈવી ગેબી પ્રકાશ ઝગમગાવનારાં, તેને પ્રકટ કરી અનુભવ કરનારાં, અમારાં હૃદયમાં આત્માનો પ્રકાશ પાડનારા રેશમના તાંતણાથી બંધો બાંધે તેમ અમારા હૃદયને કોમળ આત્મભાવથી બાંધી લેનારાં સંતો મળજો.

અમારા હૈયામાં (ગુપ્ત) રહેલા હીરામાં (આત્મામાં) પોતાના આત્માનો પ્રકાશ પાડનારાં, હંમેશાં અમારા હૈયાના હીરામાં ઝગઝગાટ કરાવનારા અને (દોરડે નહિ પણ ફક્ત તાંતણે, પ્રેમરૂપી કાચા સુતરને) તાંતણેથી કુમળાં બંધન બાંધે એવા સંતપુરુષ, હે પ્રભુ, મેળવજો; મારા હૃદયના મંદિરમાં મળે એમ કરજો. હંમેશાં મારી હૃદયગુહામાં મેળવજો. ઓ એવા મનને તૃપ્ત કરનારા સંતપુરુષ, મારા અંતરના મંદિરમાં મળજો, હંમેશા હૃદયના પોલાણુમાં મળજો.

## પાઠ ૮૧.

સ્ત્રીસંમાન=સ્ત્રીઓનો આદરસત્કાર

વાદવિવાદ=શાસ્ત્રાર્થ; શાસ્ત્ર સંબંધી સંવાદ

મધ્યસ્થ=એકે પક્ષનું નહિ એવું; બેઉ પક્ષની વચ્ચે રહી તેમની તકરાર સાંભળી નીવેડો કરનારું લવાદ

ન્યાયવૃત્તિ=યોગ્ય ઇન્સાફ કરવાની બુદ્ધિ

સમર્થ=શક્તિમાન

શ્રદ્ધા=ભરોસો
લિંગ=જાતિ; સ્ત્રી હોવું કે પુરુષ હોવું તે; સ્ત્રીત્વ કે પુરુષત્વનું ચિન્હ
ગુણિજન=ગુણીયલ માણસો; ગુણીઓ
કવિવાણી=કવિઓનું કથન
સ્વીકાર્ય=સ્વીકારવા યોગ્ય; કબુલ કરવા લાયક
વિદુષ=વિદ્વાન
મોજૂદ=હાજર
વિશુદ્ધિ=પવિત્રતા
વિનયશીલ=વિવેકી
અનુકૂળતા=માફકસરપણું
નિર્લજ્જતા=બેશરમીપણું
નિદ્રાવશ=ઉંઘતાં
ભયસૂચક=ભય આવી પડયો છે એવું બતાવનાર
અર્ધનિદ્રિત=અર્ધા ઉંઘતા
અર્ધવસ્ત્રિત=અર્ધાનાગા; અર્ધું લુગડું વ્યવસ્થિત ને બાકીનું અવ્યવસ્થિત હોય તેવી સ્થિતિમાં
નાવ=હોડી
બાલસંમાન=બાળકો તરફનો આદર-સત્કાર
જ્વલંત=પ્રકાશતું; ચળકતું
પ્રશસ્ય=વખાણ કરવા લાયક; સ્તુત્ય
દૃષ્ટાન્તરૂપ=ધડો લેવા લાયક, અનુ-કરણીય
કૃત્ય=કામ
ઉમદા=ઉત્તમ પ્રકારનો

બોધ—સ્ત્રીઓમાં માતૃશકિતનું દર્શન કરવું, તેમને વિકારભરી નજરે કે ટીકીટીકીને ન જોવી એ પુરુષ વર્ગની સર્વોત્તમ ફરજ છે. તેના સામું જોતાં નજર કહ્યું ન કરે, કે આંખો ખસી જાઉં, ખસી જાઉં કરે તો જાણવું કે તેની શહે સહેવાતી નથી, એ સ્થિતિમાંથી ઉગરવાને જ્યાં મળે ત્યાં સ્ત્રીવર્ગ સાથે સભ્યતાથી વર્તવાની ટેવ પાડો. નકામી લાહુરી હાંકવી, સ્ત્રૈણ વાતો કરવી, હલકાં ગાયન ગાવાં, ફક્કડ દેખાવાનો, કે બોલવા ચાલવાનો ઢોંગ કરવો એ બધું છોડી દો. એમના ગુણજ જોવાની ટેવ પાડશો તો ઘણું શીખશો. છેવટ કંઈ

નહિ તો મનુષ્ય પ્રાણી તરીકે તો, તેમને માન આપોજ આપો. જેટલા માનની તમે પોતાને માટે ઇચ્છા રાખતા હો તેટલુંજ માન સ્ત્રી વર્ગને આપો. મોટી એટલી માતા અને નાની એટલી બેન સમજો, અને તે રીતે વર્તનાં થશો તો પુનઃ સ્ત્રી રત્નો પ્રકટી સતી મંડળ જામશે, જે જગતનું સત્વર કલ્યાણજ કરશે.

## પાઠ ૮૨.

ગર્વ ખંડન=અહંકારનો નાશ કરવો તે

દંતકથા=મોઢે ચાલતી વાતો

પ્રચલિત=પ્રચાર પામેલી; જાણીતી

દિગ્વિજય=(દિક્-ગ્=દિશા વિ (ઉ.)+ જી ધા૦ જીતવું) દિશાઓમાં જીત પામવી તે

વિદ્યા વિલાસી=વિદ્યાના શોખીન

ઉત્તેજન=મદદ

ઇર્ષ્યા=અદેખાઇ

વિમુકત=બંધનથી મોકળા.

વસ્તુતઃ=ખરી રીતે; ઘણું કરીને.

ઘૂમતો હતો=ઘોળાતો હતો; વારંવાર આવ્યા કરતો હતો.

પ્રશસ્તિ=વખાણ માટે બનાવેલી કવિતા. પ્રશંસા વાચક કાવ્ય

પદ્ય=કવિતાની કડી

સ્મરણ શકિત=યાદદાસ્ત

પોતાનાં તરીકે ખપાવ્યાં=પોતાનાંજ બનાવેલાં છે એમ મનાવ્યું.

ઝંખવાણો=ઝાંખો; ફિક્કો; શરમિંદો; ખિસીઆણો

સભાજન=સભામાં બેઠેલા સભાસદો શ્રોતાઓ

સમક્ષ=આંખ આગળ; રૂબરૂ

આક્ષેપ=આળ; તહોમત; આરોપ.

પ્રતિભા=જેમાંથી નવા નવા અંકુર ફૂટે એવી સ્વાભાવિક ઉંચા પ્રકારની બુદ્ધિ.

અનુકરણરૂપ=નકલ તરીકે

લજ્જાસ્પદ=શરમાવા જેવું

નિસ્તેજ=ફીકો

વીલે મોંએ=ઉતરી ગએલે ચહેરે, ઉતરી ગએલે મોઢે

વિદિત કરી=જાહેર કરી

બોધ—અભિમાનથી પરિણામે મોડા વહેલા ઝંખવાણા પડવું પડે છે, કેમકે દુનિયામાં શેરને માથે સવાશેર તો હોય છેજ. માટે કદી અભિમાન કરવું નહિ. ખોટું અભિમાન તો કદી ટકતુંજ નથી.

પાઠ ૮૩.

ધનિક=ધનવાન; પૈસાદાર માણસ
ઉપાર્જન કરવા=મેળવવા
મુનિમ=મોટો ગુમાસ્તો; ત્રિજોરર
ખરીધો હતો=વેચાતો લીધો હતો
આવેશમાં ને આવેશમાં=ગુસ્સામાં ને ગુસ્સામાં; ક્રોધના જુસ્સામાં
નિમકહલાલ=ખાધેલાનો બદલો વાળનાર
પક્ષિરત્ન=રત્ન જેવું, કીમતી પક્ષી; પક્ષીઓમાં ઉત્તમ પક્ષી
ઉતાવળા સો બાવરા=ઉતાવળથી કામ કરવામાં ગભરાવાનો પ્રસંગ આવે છે
ધીરા સો ગંભીર=ધીમાશથી કામ કરવાથી તે શાંતિથી સારૂં થાયછે
સંપત્તિ=દોલત
સહસા=વગર વિચારે; ઉતાવળથી
વિચરે=વર્તે; ચાલે

કોઇ કામ ઉતાવળથી કરવું નહિ. વગર વિચારે કરવાથી બહુ દુઃખ આવી પડે છે. જે માણસ વિચારીને વર્તે તેને તેના ગુણોને લીધે સંપત્તિ આવી મળે છે; તેમને સંપત્તિ જાતે શોધતી આવે છે.

બોધ—'ઉતાવળાં સો બાવરા ને ધીરા સો ગંભીર'

"વગર વિચાર્યું જે કરે પાછળ તે પસ્તાય
દેખો એવાં કામથી જાન ભલેરાં જાય."

પાઠ ૮૪.

વસ્તુતઃ=ખરી રીતે જોતાં
ઝબકતા નથી=હાલતા નથી; ચમકતા નથી; સ્થિર હોય છે.
જ્યોતિ=તારા
ગોળવા=ગોળ આકારના
પ્રકાશિત=તેજસ્વી
વૃદ્ધિ=વધારો
ક્ષય=ઘટાડો
ભૌમ=મંગળ

**પાઠ ૮૫.**

આકૃતિ=ચિત્ર

પરિક્રમણમાર્ગ=ફરવાનો રસ્તો

પરિક્રમણ વર્તુળ=ફરવાનો માર્ગ બતાવનાવનારૂં વર્તુળ

પાસાં=બાજુઓ

પૂર્ણચંદ્ર=પુરેપુરો પુનેમ જેવો ચંદ્રમા.

એક સપાટીમાં=એકજ સીધી લીટીમાં

**પ્રશ્નો.**

પ્ર. આકાશમાં કેટલી જાતના તારા દેખાય છે? ઉ. (સ્થિર, ફરતા, પુછડીઆ વગેરે)

પ્ર. તારા અને ગ્રહમાં શો ફેર?

પ્ર. કેટલાક ગ્રહનાં નામ દો.

પ્ર. ચંદ્ર એ ગ્રહ કહેવાય કે તારો! (ઉ. એકે નહિ. એ તો પૃથ્વીનો ઉપગ્રહ કહેવાય. કેમકે પૃથ્વી એ ગ્રહ છે ને તેની આજુબાજુ ફરનારો તે ઉપગ્રહજ કહેવાય.)

પ્ર. ગ્રહણ કઇ કઇ તિથિએ શા કારણથી અને શી રીતે થતાં હશે?

પ્ર. દર અમાસે કે દર પુનમે ગ્રહણ કેમ થતાં નથી?

પ્ર ચંદ્ર તથા સૂર્યનાં કેટકેટલી જાતનાં ગ્રહણ થતાં હશે?

પ્ર. પૃથ્વી અને ચંદ્રની વચ્ચે સૂર્ય આવે તો કેવું ગ્રહણ થાય તે કારણ સાથે સમજાવો. (ઉ. સૂર્ય વચ્ચે આવેજ નહિ. અને ધારો કે કદાચ આવે, તોપણ ગ્રહણ થાયજ નહિ; કેમકે સૂર્ય સ્વયં પ્રકાશિત ગોળો છે. જ્યાં સુધી અપારદર્શક અથવા પરપ્રકાશિત વસ્તુ વચ્ચે આવે નહિ ત્યાં સુધી ગ્રહણ થાય નહિ. માટે સૂર્ય વચ્ચે આવે તોપણ ગ્રહણ થશે નહિ.)

**પાઠ ૮૬ મો.**

વસંત=છ ઋતુમાંની એક ઋતુનું નામ

સખિ=બેનપણી; સાહેલી

ફોર=ઝીણા રસકણ

છવેલી=છવાયલી; ઢંકાયલી

માઝમ=વચલી; મધ્યમ

હેલી=રેલછેલ થાય તેટલું પડવું તે

રેલી=વરસી

આછેરાં=આછાં; ધીમાં; આસ્તે

આસ્તે ગવાતાં
ઘેરાં=મોટા અવાજે ગવાતાં
તેજશાં=તેજ જેવાં
અનેરાં=અજબ જેવાં; નવીજ જાતનાં; અલૌકિક
રસિકો=મોજીલા; શોખી જીવડા
વસંતનાં=વસંત ઋતુનો મહિમા વર્ણવનારાં. વસંત ઋતુમાંજ ગવાય એવાં
કુંજે=કૂજે; કુહૂ કુહૂ શબ્દ કરે
ગહન=ગાઢા; ખુબ છવાયલા
નિકુંજે=મંડપમાં
ડોલંત=હાલતા
મ્હોરના=આંબાના ફૂલના
પુંજે=પૂંજ=ઢગલો; સમૂહમાં
ગુંજે=આનંદકારી ગણગણાટ ભર્યો મધુર અવાજ કરે

જપી=વારંવાર યાદ કરી
સ્મરી સ્મરી=વારંવાર યાદ કરી
વ્હાલા=પિયુ; પતિદેવ
રસાલા=રસવાળા
બાલા=પરણેલી જોબનવંતી સધવા નવોઢા; રસિકા; વિલાસ વાંચ્છતી પુષ્પ કન્યા
વેણુ=વાંસળી
ઉલ્લાસે=ઉમંગભેર રહે
વિશ્વ=દુનિયા
વિલાસે=પોતાનું માધુર્ય પ્રસરાવે
ચંદ્રિકા=ચાંદની
સોહંત=૧. શોભે છે; ૨. શોભિતી
ઉજાસે=૧. અજવાળાથી; ૨. અજવાળું આપે છે; પ્રકાશે
હાસે=ખૂશખૂશ થાય; આનંદ પામે

નાનાલાલ દલપતરામ કવિએ એ કાવ્ય બનાવ્યું છે. તેઓ સદ્દગત ક. દ, ડા=કવિ દલપતરામ ડાહ્યાભાઈના પુત્ર, ગુજરાતી ભાષામાં ગદ્યપદ્યાત્મક કવિતાઓ દાખલ કરવાની પહેલ કરનારા અને કવિતામાં પ્રાસની જરૂરીઆત ન સ્વીકારનારા એઓજ છે. એમણે હૃદયંગમ ભાવો વ્યકત કરી પોતાનું ધાર્મિક, રાજકીય અને સાહિત્ય વિષયક જ્ઞાન સુંદર રીતે ગુર્જર સાહિત્યને સમર્પ્યું છે.

અલી સખી જોજે--

ફૂલના ભારથી લચી પડેલી અને રસકણથી ઢંકાયલી અલબેલી અનેલી ઠનેલી આ મધ્યરાત જાણે વસંતની રસની હેલી રેલી રહી છો

આ ઋતુમાં કંઇ ઝાકળ પડતું હોતું નથી એટલે ફોરે છવેલીનો અર્થ જળકણથી છવાયલી' લેવાનો નથી, પણ કવિએ રસની હેલી વર્ણવી દીધી છે તેથી તેના-રસકણ છવાઇ રહેલાં ભાસે એ સ્વાભાવિક છે.

અરે સખી!—

કોઇકવાર ધીમાં ધીમાં તો કોઇ વાર મોટેથી (ગવાતાં) પ્રભુનાં તેજ જેવા અલૌકિક (ગીત) રસિકોના (ગાએલાં) વસંતનાં (વસંત ઋતુમાં ગાવા લાયક અથવા વસંત ઋતુનો મહિમા વર્ણવનારાં) ગીત સાંભળું છું.

(વળી વચ્ચે વચ્ચે અથવા કોઈ કોઇ વાર) અરે સખી—

ગાઢા મંડપમાંથી કોયલ ટહુકા કરે છે, આંબા પર મોરના ઢગલે ઢગલા (મંદ મંદ પવનથી) ડોલ્યાં કરે છે, આખા વનમાં વસંતનાં પખી ગુંજાર કરી રહ્યાં છે.

આંબાપરના મોરના ડોલતા ઢગલાપરથી ગાઢા મંડપમાં રહી કોયલ ટુહુકાર કરી રહી છે. આખા વનમાં પંખીઓ વસંતનાં ગુણગાન (ગુંજારવ દ્વારા) ગાઈ રહ્યાં છે.

અરે સખી—

કોઈ બાલા પતિના નામની માળા જપી, તેને યાદ કરી કરીને સ્નેહના રસથી તરબોળ સૂર ભરીને વસંતની વાંસલડી વગાડે છે.

વાંસલડી વગાડી વસંત આવી પહોચ્યાનો સંદેશ પતિને પહોંચાડવા મથતી હોય એવો ભાવ છે. વિરહાકુળ નવોઢા એકેકથી ચઢિઆતા સૂર ભરી ભરી વેણું વગાડી રહી છે, ને વસંતને શોભાવી રહી છે, તે તરફ સખીનું લક્ષ ખેંચે છે.

હે સખી—

આમ (એક તરફથી) લોક ઉલ્લાસ કરી રહ્યું છે ને (બીજી તરફથી) વિશ્વ પણ પોતાનું માધુર્ય પસરાવી રહ્યું છે. વળી ચાંદની પણ અજવાળાવડે શોભી રહી છે. અથવા શોભિતી ચાંદની અજવાળું આપી રહી છે. તો કહે અલી, કે આપણો સૌનો આત્મા કેમ હરખથી આનંદ ન પામે?

સમાપ્ત.